# ર સ દ્વા ર

***

પ્રવેશક :

વિનોદિની રમણભાઈ નીલકંઠ.


કિંમત દસ આના

સોલ એજન્ટ

ગટુલાલ એન્ડ કું. : ગીરગામ બેકરોડ મુંબઈ-૪

૧૯૫૮

પૂજ્ય વિદ્યાબ્હેન,

જગતના લોકો કહે છે કે 'અતિ પરિચયથી અવજ્ઞા થાય છે.' પણ હું તો આ પૃથ્વી ઉપર આવી ત્યારથી રાત–દિવસ તમારી સાથે જ રહી છું, છતાં–અવજ્ઞાની વાત તો એક બાજુ રહી–તમારે માટેનું માન, પ્રેમ અને પૂજ્યભાવ દિનપ્રતિદિન વધતાં જ ગયાં છે.

તમે જે કાંઈ આપ્યું છે, તે આજે પાછું તમારે ચરણે ધરૂં છું.

વિનોદિની

# પ્રસ્તાવના

બહુજ સંકોચ સાથે આજે હું મારો આ લેખ સંગ્રહ ગુજરાતના વાચકો સમક્ષ મુકું છું. આ પુસ્તક બાલકો માટે લખાયું નથી તેમજ મોટી વયના વાચકો માટે પણ નથી લખાયું; છતાંએ–કે તેથીજ–હું આશા રાખું છું કે ન્હાનાં મોટાં દરેક વાચકોને આ સંગ્રહમાથી એકાદ લેખ પોતાને વાંચવા લાયકનો લાગશે.

આ 'રસદ્વાર'માંનો એકેએક લેખ અમારા 'શિશુમંડળ' તરફથી નીકળતા હસ્તલિખિત "મુકુલ"માં પ્રકટ થઈ ગએલો છે. કેટલાક લેખો તો છેક તેર વર્ષની વયે લખેલા છે–બાકીના બધા પણ એકવીસ વર્ષની ઉમ્મરના લેખકનાજ છે, એટલું દરેક વાચક યાદ રાખે તો સારૂં, નહિ તો આ અધકચરૂં જ્ઞાન દર્શાવતા લેખસંગ્રહના લેખકનો ગુન્હો અક્ષમ્યજ ગણાય.

આ પુસ્તકના પ્રકાશન માટે મારે ભાઈ મહીપત પંડ્યાનો ઉપકાર માનવાનો છે કારણ કે તે કાર્ય માટે તેમણે ઉત્સાહપૂર્વક મહેનત કરી છે.

ઑગસ્ટ:
૧૯૨૮

વિનોદિની નીલકંઠ.

# અનુક્રમણિકા.

# પ્રતિધ્વનિ.

બાળપણમાં સાંભળેલું કે " આર્યાવર્તમાંથી ધર્મ ચાલ્યો ગયો છે ! " પણ એ ક્યાં ગયો હશે ?

કોઇ કલકલ વહેતી નદીના પ્રવાહની પાસેની શુભ્ર રેતીમાં જીર્ણ વસ્ત્ર પરિધાન કરી, ડાબો હાથ

માથા ઉપર ટેકવી, જમણો હાથ અકારણે રેતીમાં નાંખી નિરાશાની મૂર્તિ સમો એ બેઠો હશે ? અથવા કદાચ પાનખર ઋતુથી જેમાં સર્વ વૃક્ષ ઉપરનાં તમામ પાંદડાં ખરી ગયાં છે, એવા કોઈ નિર્જન વનમાં તે એકલો ભમતો હશે ? ગરીબ બિચારો ધર્મ ! ગ્રીષ્મના ઉષ્ણ પવન જેવા નિસાસા નાંખતો, કદાચ તું કોઇ સૂકાઈ ગએલા સરોવર કિનારે આવેલી તારી ભાંગી તૂટી ઝુંપડીમાં બેઠો હશે ?

વખતે રાત્રિના ગાઢા અન્ધકારમાં, કોઈ નગરની નિર્જન શહેરીઓમાં, તારો તૂટેલો એક તારો લઇ તું ચાલ્યો જતો હોઈશ !

કદાચ પેલા અનન્ત નિરવધિ મહાસાગરને કિનારે બેસી સાગરના ખારા પાણી સાથે તારાં ઉંડાં ઉતરી ગયેલાં નયનોમાંથી વહેતી ગંગા યમુનાનો થતો સંગમ તું જોયા કરતો હશે.

આવા આવા કંઇ અગણિત તર્કો મારા મનમાં

ઉઠેલા એવામાં એક પ્રભાતે અણધારેલે સ્થળે તું મળી ગયો !

વસન્તનું તે એક સુંદર પ્રભાત હતું. આખું એ ઉપવન વસન્તાવતારથી ગાંડું ઘેલું બની ગયું હતું, માત્ર મારૂં જ મૂર્ખ હૃદય તારે માટે શોક કરતું હતું.

મેં ધારેલું કે જ્યારે તું મળીશ. ત્યારે તારી ફાટી ગએલી ભગવી કન્થા જોઈ મારી આંખમાં આંસુ આવશે; પણ મેં શું જોયું ? કઈ ભાષાના કયા શબ્દોમાં તારા રૂપનું, તારા પ્રભાવનું, તારા આનન્દમય સ્વરૂપનું હું વર્ણન કરૂં ? લજ્જાથી, ક્ષોભથી, ભૂમિ પાસે માર્ગ માગતી હું તારા ચરણ તરફ નજર કરી અવાક્ ઉભી રહી.

ત્યારે જ મને ખબર પડી કે 'ધર્મ'ના ભિન્ન ભિન્ન સ્વરૂપ વિષે મેં આગળ જે તર્કો કર્યા હતા, તે તો માત્ર મારા પોતાના હૃદયની ધર્મવિહીનતાના પ્રતિધ્વનિ જ હતા.

# બાલકનું હૃદય

“ બા જોતો ખરી ! શિવાજી મહારાજ ઉપર કીડી ચાલે છે. ” મારા સુકુમારે પલંગ ઉપર પડયાં પડયાં ધીમે અવાજે મને કહ્યું. તે ભીંત તરફ પાસું ફેરવીને સૂતો હતો.

ઘણા મહિનાઓથી એને ઝીણો ઝીણો તાવ આવતો હતો. દાક્તરો કહેતા કે એને ક્ષયરોગની શરૂઆત છે.

તેના પલંગના ઓશીકા પાસે એક નીચી ખુરસી ઉપર બેસીને હું સુકુમારના ‘ ટેમ્પરેચર ચાર્ટ ’ માં ધ્યાનથી ટપકાં કરતી હતી. પાસેની શેતરંજી ઉપર પડોશનાં જમના કાકી બેઠાં બેઠાં પોતાના રસિકને આવો જ તાવ આવેલો તે કાઠીયાવાડના એક સાધુની દવાથી કેવી રીતે ઉતર્યો, તેનું સવિસ્તર વર્ણન કરતાં હતાં. મારા સુકુમારનું ઉપલું વાક્ય સાંભળી જમના

કાકી ગભરાઇને બોલ્યાં, "હાય હાય! છોકરાના મગજ ઉપર તાવ ચઢી ગયો છે તોએ તમે ચસ્મા ચઢાવી શું ચીતરામણો પાડયા કરો છો?" જમનાકાકી બિચારાં, મારા સુકુમારનું હૃદય ક્યાંથી સમજે? છેલ્લા એક બે મહિનાથી સુકુમાર તદ્દન પથારીવશ હતો; પથારીમાં પડે પડે એણે ભીંત ઉપર ચુનો ઉખડી જવાથી બનેલા ચિત્ર વિચિત્ર આકારો સાથે મૈત્રી બાંધી હતી. એ બધા આકારોમાં શિવાજી મહારાજ એના સૌથી વધારે દોસ્ત હતા, કેમકે સંધ્યાકાળે સૂર્યનાં નમતાં કિરણો તેમના ઉપર પડતાં ત્યારે એ ખરેખર હસતા હોય એવા દેખાતા.

જમના કાકીને જેમ તેમ કરી પતાવી, હું પાછી સુકુમાર પાસે આવીને બેઠી. છેક બાલપણથી તેણે મંદવાડ જ ભોગવ્યો હતો, એટલે જીવન્ત મિત્રો એને કોઈ જ નહોતા. જ્યારે તેને વાંચવાની છૂટ હતી ત્યારે વાર્તાના નાયકો કે નાયિકાઓ સાથે તે મૈત્રી બાંધતો. 'ગલીવરની મુસાફરીઓ' વાળો ગલીવર, વનવગડામાં એકલી

સોનબાઈ, શકુન્તલાનો સર્વદમન અને વિક્રમરાજા તો એના ખાસ મિત્રો હતા. પહેલેથી જ મારા બાલકની મનોવૃત્તિ વિચિત્ર હતી. એ ઘણીવાર મને કહેતો, " બા ! આજે હું ફરવા ગએલો, ત્યારે ભરત મળેલો : સિંહનું બચ્ચું તો એની સાથે જ હતું હોં ! પાસેની ઝાડીમાંથી સિંહણ ડોળા કાઢે, પણ ભરત તો શેનો બ્હીએ ? વળી કોઈવાર એ કહેતો, " આજે તો છેને તે બા ! પેલો 'ન્હાનો સારંગીવાળો' મને મળવા આવેલો." કલ્પના પ્રદેશમાં રમતા મારા આ લાડકા પુત્રનું મનોરાજ્ય મારા સિવાય કોઈ સમજતું જ નહિ ! અમારી હવાઈ વાતો સાંભળી ઘણાંને હસવું આવતું, પણ દુનિયાના લોકોને પોતાની સંસારી વાતોમાં જેટલો રસ પડે છે, એટલો જ અમને અમારી કલ્પિત વાતોમાં પડતો, એ કોણ સમજે ? સુકુમારને જ્યારે વાંચવાની મના કરવામાં આવી, ત્યારે હું તેને વાતો વાંચી કે કહી સંભળાવતી; પરંતુ થોડા વખત પછી ડાક્તરે તેમ કરવાની પણ મનાઇ કરી, કેમકે કોઈ પણ પ્રકારની ઉશ્કેરણીથી

તેના નબળા હૃદયને નુકશાન થતું હતું. જ્યારે વાર્તાના મિત્રો તેને તજીને ચાલ્યા ગયા, ત્યારે સુકુમારે ભીંત ઉપરના આકારો સાથે દોસ્તી બાંધી.

શિવાજી મહારાજના માથાથી સ્હેજ છેટે એક બિલાડી હતી, તેનો એક પગ પુષ્કળ લાંબો હતો. સુકુમાર કહેતો કે, " આ, જતે દિવસે આપણી લયલા (બીલાડીનું નામ) બિચારા શિવાજી મહારાજને નહોર ભરી લોહી કાઢશે હોં!" લયલાની પુંછડી જ્યાં પૂરી થતી હતી, ત્યાં એક હોડી હતી; પાણી વગર તરતી આ હોડી જોઈ મારા સુકુમારને હંમેશ બહુ જ હસવું આવતું. આ બધા મિત્રો એના માથા પાસે હતા; એના પગ આગળ પણ થોડા મિત્રો હતા. તેમાં ઘેટાં ચારતો ભરવાડનો છોકરો, સુકુમારનો સૌથી વધારે માનીતો હતો. તે મને કોઈવાર કહેતો કે "મને થાય છે કે મારો ચિતરવાનો રૂલ આ ગોવાળીયાને આપી દઉં, એ બિચારો જનમ લઈને કોઈ દિવસ પગ વાળીને બેઠોજ નથી!" આ ઉપરાંત એક વીંછી, એક કુતરાનું ડોકું

અને એક પનિહારીના આકારો સાથે પણ સુકુમારે સારૂં ઓળખાણ કર્યું હતું. મૃત્યુને મુખે સુતેલા મારા વહાલા પુત્રનું મનરંજન કરવાનું આટલું પણ એક સાધન મળ્યું હતું, તેથી મને સંતોષ હતો. એવામાં તે સર્વનાશનો દિવસ આવી પહોંચ્યો. એક દિવસ સુકુમારને વધારે તાવ આવ્યો. દાક્તર પોતાની સાથે એક પારસી દાક્તરને લઈ આવ્યા. આ નવો દાકતર બહુ ભણેલો હતો, બાળકોની દવા કરવામાં એ ખાસ હોંશિયાર ગણાતો. એણે સુકુમારના ઓરડામાં પ્રવેશ કરી એકદમ કહ્યું—"અરરરરર! શું આ બચ્ચાને તમે રાત દિવસ આજ ઓરડામાં સુવાડો છો? નહિ! નહિ! એને આગલા વરંડામાં સુવાડો; તેમ કર્યાથી તેને સારૂં થશે કે કેમ તે તો બીજો સવાલ છે, પણ આપણે આપણું બનતું કરવું જ જોઇએ." દિવાલ ઉપરના મિત્રોને તજીને છોકરો ક્યાંએ પણ જશે નહિ, એ હું દાક્તરને કહું? એ હસી તો નહિ કાઢે ને? આખરે મેં હિંમત એકઠી કરીને કહ્યું, "દાક્તર સાહેબ! છોકરાને આ જગા સાથે

બહુ જુનાં 'એસોસીએશન્સ' છે, જગા ફેરથી એને નુકસાન તો નહિ થાય ને ? " દાક્તર તો હસી પડ્યા અને કહે કે "તમે હજી એવાં હંબગને કેમ વળગી રહો છો ? અને તેમ છતાં જો બહાર એને શરદી લાગે તો આ ઓરડો ધોળાવી, સાફ કરાવી પછી એને અંદર લાવો. આ જુની પુરાણી ભીંતો વચ્ચે તો કોઈ સાજું સમું હોય તે પણ માંદુ પડે ! " થયું. ઉંઘતા સુકુમારને ઉપાડી અમે વરંડા ઉપર લઈ ગયાં. જ્યારે એ જાગ્યો ત્યારે એની આંખો સાથે હું મારી આંખો મેળવી ન શકી. પડખું ફેરવીને પોતાના પગથી, રોજની માફક આજે એ પનિહારીના બેડાને ધક્કો મારી ખડખડ કેવી રીતે હસશે ? હવે કયા સામાન્ય વિષયની વાતો કરી અમે હસીશું ? જાગીને તરત એણે ડાબી તરફ નજર કરી, પછી અકળાઇને જમણી બાજુ જોયું. હું તો દુઃખની મારી નીચું જોઈ છાનેમાને આંસુ લૂછતી બેસી જ રહી.

આખરે કંટાળીને તેણે બૂમ પાડી, " બા ! મારા બધા દોસ્તો ક્યાં ગયા ? મેં મહા પરાણે રડવું ખાળી

જવાબ દીધો, " ભાઈ! મને લાગે છે કે એ ભૂખ્યાએ મરી ગયા." તેની આંખમાંથી આંસુની ધાર એના તકીયા ભીંજવવા મંડી. રડતો રડતો એ ઉંઘી ગયો: મધરાતે એ ફરી જાગ્યો; તાવથી એનું શરીર તપી ગયું હતું. " બા ! "તેણે છેક જ મંદ સ્વરે કહ્યું. " જો એ બધા જ મરી ગયા, તો હું શું કરવા જીવતો રહું ?" સ્હવારે તો સુકુમાર તદ્દન બેભાન બની ગયો; અને લગભગ બે દિવસ એ સ્થિતિમાં પડી રહી, મારો એકનો એક લાડકડો બાલક પ્રભુના ધામમાં ચાલ્યો ગયો. તે પછી આજ સુધી ફરી કદી પણ મેં મેલા ઓરડામાં પગ મૂક્યો નથી. પણ હું વિચાર કરૂં છું કે જેમના વિયોગથી મારો દીકરો મૃત્યુ પામ્યો, તેઓ શું તેના વિયોગ છતાં જીવતાં હશે ?

પ્રભુના મંગલમંદિરનાં દ્વાર તો તેના ન્હાનકડા નિર્દોષ આત્મા માટે ખુલ્લાંજ હશે. પણ મારા રડતા હૃદયના નિર્જન ઓરડાઓમાં હવે કોના મીઠા કલરવના પ્રતિધ્વનિ પડશે !

૧૪૪૫૨

# શું વધારે સુંદર?

ઘર તો નાનું સરખું હતું, પણ સારે નસીબે આંગણામાં નાનો બાગ હતો. આજે મારે વિજયાદશમી ની રજા હતી. ઓરડાની બારીમાંથી હું બાગ તરફ જોયાં કરતી હતી. રજાને દિવસે મધ્યાન્હની શાંતિ બહુ સુખદ લાગે છે, એ તો બધાં જ જાણે છે. બાગમાં એકાદ પક્ષી તીણી ચીસો પાડતુ હતું, છાપરાની બખોલમાં એક કબુતર ઘૂ–ઘૂ કરતું હતું; બાકી બધું તદ્દન શાંત હતું. સૂર્ય ઉપર એક વાદળું આવી ગયું હતું: હું જીન્દગીનો વિચાર કરતી હતી. મને થયું કે હું ગુજારૂં છું તે કરતાં વધારે સુંદર રીતે કોઈ જીવન વીતાવી શકે?

એકાએક મારી નજર બારીની નીચે, બાગમાં, પડી. ત્યાં એક જુઇનો છોડ હતો. છોડ હતો કે વેલ, તે નક્કી કરવું જરી અઘરૂં હતું. એની ડાળીઓ પાતળી ને લાંબી હતી, એને કોઈ વૃક્ષનું અવલંબન મળે તો

વેલનું સ્વરૂપ લઈ લે, એમ લાગતું હતું, પણ અત્યારે મારૂં ધ્યાન આ બધા તરફ નહોતું. હું તો જુઇના છોડની સુંદરતા તરફ જ જોઈ રહી હતી! આખો છોડ ઝીણાં સફેદ ફુલથી ભરાઈ ગયો હતો. પાંદડાં કરતાં પુષ્પ વધારે હતાં; ધીમા પવન સાથે આછી આછી ને મીઠી સુવાસ આવતી હતી. સફેદ વસ્ત્રમાં સજ્જ થએલી કોઈ રૂપવતી સાધ્વીની માફક આ જુઈ પણ ભરબપોરે મારી વાડીમાં ઉભી ઉભી, પોતાના નાજુક દેહને કષ્ટ આપતી તપ કરતી હતી: તેની મીઠી ફોરમથી વાતાવરણ પવિત્ર બનતું હતું. મને વિચાર આવ્યો—આ જુઈથી વધારે સુંદર કશું પણ હોઈ શકે?

એકાએક મને યાદ આવ્યું કે આજે વિજયાદશમી! અસંખ્ય વર્ષો ઉપર રામચન્દ્ર આજે વિજય કરી અયોધ્યા નગરીમાં પધાર્યા હતા. મારાં મનશ્ચક્ષુ આગળ કોઈ મોટો દિગ્‌વિજય કરી નગરમાં પાછો પધારતો કોઈ રાજકુમાર દેખાયો. સ્વારીને મોખરે વિજય પતાકા ફરફરતી હતી. સુંદર શ્વેત અશ્વ ઉપર આરૂઢ થએલો જોઈ,

દરીયાનું સફેદ ફીણવાળું તોફાની મોજું યાદ આવ્યું. રાજકુમારનું મુખ કાન્તિમાન હતું. રાત દિવસ સમરાંગણો ખેલી તેનું વદન જરા શ્યામવર્ણું બન્યું હતું; તેના મુખ ઉપર ચિન્તાની રેખા માત્ર પણ નહોતી. તેના રૂપાળા હોઠ ઉપર નિખાલસ સ્મિત નિરંતર રમ્યા જ કરતું હતું. ફરીથી મને થયું કે સુંદરતાની આ અવધિ નહોતી ?

પણ મારા વિચારો મને પેલા વિજયી રાજકુમાર તરફ ધસડી ગયા. હવે તો એ પોતાના મહેલના મુખ્ય-દ્વાર આગળ પહોંચ્યો હતો. બારણાં આગળ જ નવેક વર્ષની એક કુમારિકા ઉભી હતી. કેટલે વખતે તેનો વ્હાલો ભાઈ, દુશ્મનોને હરાવી પાછો આવ્યો હતો ? ભાઇને વિજયતીલક કરવા બ્હેન ઉભી હતી. ભાઈ ગયો ત્યારે પણ આજ બાલાએ તેને વિજય તીલક કરી, આજ દ્વાર આગળથી વિદાય કર્યો હતો. આ બાલા કેટલી લાવણ્યવતી હતી ? તેનાં કાળા સુંવાળા ને વાંકડીયા વાળ તેના ખભા ઉપર ઝુલતા હતા. તેની

હસતી આંખો ચળકતી અને તોફાની હતી. કુમારિકાનું સ્મિત સુંદર અને નિર્દોષ હતું; અને તે જાણે હમણાં હાસ્યમાં ફેરવાઈ જશે; એમ લાગતું. આ બાલાના ગાલમાં પડતાં ખંજનથી તો સૌન્દર્યને પણ સીમા બંધાતી હતી ! પાછો મારા મનમાં વિચાર આવ્યો—આથી વધારે સુંદર કશું પણ હશે ?

આજે મારૂં મન સૌન્દર્યની શોધમાં જ નીકળ્યું હતું, એટલે વળી થોડા માસ પહેલાં જોએલો એક દેખાવ મારા મન આગળ ખડો થયો:—પરોઢમાં પાંચ વાગે પથારીમાંથી હું એકાએક બેઠી થઇ ગઈ! દૂરથી કોઈ મીઠે સ્વરે ગીત ગાતું સંભળાયું—"

" સરખી સાહેલી કોઈ વીણવા ન આવે........
વીણું હું વનને એકલી રે........"

ગાનારની શોધમાં હું નીચે ઉતરી. પાછલી રાત્રે થોડા વરસાદ પડી ગયો હતો, એટલે બાગમાં અત્યારે ફરવાનું બહુ આલ્હાદજનક લાગતું હતું. બાગમાં ફુલોની અત્યારે અનહદ મીઠી સુવાસ આવતી હતી, અને

ભીની માટીની વાસ—તો ખબર છે ને ? પણ મારૂં લક્ષ પેલા મધુરા કંઠની શોધમાં હતું. મારા બાગને છેડે પારિજાતકનું એક ઝાડ છે, ત્યાં એક બાલિકા પગનાં ટેરવાં ઉપર—અદ્ધર પગે—ઉભી હતી; તેના હોઠ ઉપર પેલાજ શબ્દો હતા:—" સરખી સાહેલી........" એનું ધ્યાન એના કામમાં હતું. હાથ ઉંચા કરી તે પારિજાતકની ડાળીઓ પકડીને હલાવતી હતી; ઝાડ ઉપરથી ફુલનો વરસાદ વરસતો હતો, ઝાડ નીચે ફુલની ચાદર પથરાઇ હતી. બાલા હસતી જાય, ગાતી જાય અને ફુલ વીણતી જાય. હું તો આ દૃશ્યથી મોહિત થઈ દૂર જ ઉભી રહી....વળી મને થયું: આથી વધુ સુંદર દૃશ્ય હોઈ શકે !

એક ચાંદની રાત યાદ આવી. ડુંગરવાળા પ્રદેશમાં ચાંદની બહુજ રળીયામણી લાગે છે. કોઈ કહે છે કે સાદાઈ અને સૌન્દર્યનો યોગ ના થાય. મેં તો ઘણીએ વાર એ બન્નેને એક બીજાના હાથ પકડીને ફરતાં જોયાં છે. તે ચાંદની રાતે હું રખડવા નીકળી હતી. એક

ધીમું ધીમું વહેતું ઝરણુ હતું, વચ્ચે એક મોટો ધોળો પત્થર હતો, પત્થરની પાસે થોડી ઉંચી ને સીધી લીલી ઘાસ ઉગી નીકળી હતી. દૂર દૂર મોટા બીહામણા પર્વતો હતા, ઘેરી ઘટાવાળાં વૃક્ષો હતાં, ઉપર વ્યોમના ઘુમ્મટ હતો; પણ મારી નજરે તો બસ ચાર સાદી વસ્તુઓજ દેખાય, અને તેમનું સૌન્દર્ય જોતાં હું ધરાઉં જ નહિ !—ધીમે ધીમે કલકલ વહેતું ઝરણું, તેના પાણીમાં નાચતો ચન્દ્રનો પડછાયો, પેલો સફેદ પત્થર અને થોડી અમથી લીલી ઘાસ ! આથી વધારે સુંદરતા ક્યાંએ નજરે પડી છે ?

એકાએક સૂર્ય ઉપરથી વાદળ ખસી ગયું. મારા મન ઉપરથી પણ કલ્પના અને સ્મૃતિનું વાદળ ખસી ગયું. બાગમાંથી પેલા પક્ષીએ તીણી ચીસ પાડી, અને પેલા કબુતરે ધૂ—ઘૂ— કરવા માંડ્યું.

મેં આકાશ તરફ નજર કરી તો સૂર્ય પશ્ચિમની ક્ષિતિજમાં આથમતો હતો. વિજયાદશમીનો દિવસ પૂરો થતો હતો.

# એક વિચિત્ર અનુભવ

એક વરસ ઉપરની વાત છે. અમારે તે વખતે સ્વિફ્ટની "ગલીવરની મુસાફરીઓ" શીખવાની હતી. આપણે જે વાંચીએ કે વિચારીએ તેનાં સ્વપ્નાં તો ઘણી જ વાર આવે છે ને ?

શનિવારની એક સ્હવારે હું જાગી, તો મારી ગભરામણનો પાર ના રહ્યો. મારૂં શરીર જ દેખાય નહિ ! તરત હું સમજી ગઇ કે મારૂં કદ એક લીલીપુટીયન ન્હેંતીયા જેવડું થઈ ગયું હતું, જે તકીયા ઉપર મારૂં સોપારી જેવડું માથું આરામ લેતું હતું, તે તકીયો મને મોટા પહાડ જેવડો લાગ્યો ! પલંગ ઉપરથી નીચે કેમ ઉતરવું એ એક મહાન પ્રશ્ન થઈ પડયો. તમારા કોઈની કલ્પનામાં પણ ના આવે એટલી મહેનતે હું પલંગ ઉપરથી નીચે ઉતરી શકી.

વળી મારા પેટમાં ફાળ પડી. આજે તો શનિવાર એટલે અત્યારે કોલેજમાં જવાનું. માથું હોળવાનો વિચાર કર્યો, પણ એવડી મોટી કાંસકીનો ભાર મારા ન્હાનકડા હાથ કેમ ઝીલે ? કાંઇ નહિ ! [illegible]

ભણતાં, ત્યારે શનિવારે વર્ગની બધી જ છોકરીઓ વાળ હોળ્યા વગર જ આવતી ને? કપડાં કયાં પહેરવાં? એકદમ મને સૂઝી આવ્યું. ઢીંગલીથી રમવું મુકી દીધાને તો વરસો વીતી ગયાં, પણ મારી નવમી વરસગાંઠને દિવસે મને ભેટ મળેલી મારી માલતી નામની ઢીંગલી મારા કબાટમાં હજી અનામત પડી હતી; તેનાં કપડાં મેં પહેરી લીધાં.

આપણી કૅાપાસ બૉક્સમાં ફુટપટ્ટી આવે છે ને? તેના કરતાં મારૂં શરીર બે ત્રણ આંગળ નીચું હતું.

ખરેખર, મને આ નવું રૂપ આરસીમાં જોવાનું મન તો બહુજ હતું, પણ આરસી તો ટેબલની ઉપર હતી, હું કેમ કરી ત્યાં પહોંચાઉં? ચોપડીઓ તો લઇ જવી અશક્ય હતી, મારા શરીર કરતાં પણ મોટી ચોપડીઓ હું કેવી રીતે ઉપાડું?

હજી પૂરૂં અજવાળું થયું નહોતું, અને સારે નસીબે ઘરમાં બધાં હજી ઉંઘતાં હતાં. હું તો તૈયાર થઇને ચા-લી. દરવાજા સુધી પહોંચતાં પહોંચતાં પણ મને જરા શ્વાસ ભરાઈ આવ્યો. તો પણ હું આગળ

ચાલી. રસ્તાની જમીનથી હું એટલી થોડી ઉંચી હતી કે રસ્તે ચાલતાં લોકોની મારા તરફ નજર જ ના પડે. મને થયું કે આખો રસ્તો કોઈ મને જુએ જ નહિ તો કેવું સારૂં ? પણ એટલામાં નદીએ નહાવા જતી એક છોકરી આવી, મને જોઈ એણે પોતાની આંખો ચોળવા માંડી, પછી તે બબડી, "ખરેખર ! હું ઉંઘમાં ચાલું છું ? આ રોગ તો બહુ ભયંકર." આ સાંભળી હું ખડખડાટ હસી. પણ મારો અવાજ મને પોતાને પણ ઝીણો ઝીણો લાગ્યો, એટલે કોઇએ જરૂર તે નહિ જ સાંભળ્યો હોય.

હું તો ચાલી ચાલીને થાકી પણ કૉલેજ તો આવે જ નહિ ! આખરે રસ્તાની બાજુ ઉપર પડેલા એક નળીયાના કકડા ઉપર હું થાક ખાવા બેઠી.....એકદમ મેઘનાદ જેવી ગર્જના થઈ. મેં ઉંચું જોયું તો મારી સામે મારા વર્ગમાં ભણતી એક વિદ્યાર્થિની ઉભી હતી, હસી હસીને તેનું મોઢું લાલચોળ બની ગયું હતું અને તેની આંખમાથી પાણી નીકળતાં હતાં. તે જરા શાન્ત થઈ, એટલે મેં એને મારી વાત કહી. સંભાળથી ઉપાડી

તેણે મને પોતાની હથેલી ઉપર મૂકી. વાતો કરતાં કરતાં અમે કૉલેજમાં પહોંચ્યાં. ઘંટ વાગી ગયો હતો, એટલે અમે બારોબાર અમારા વર્ગમાં જ ગયાં. જ્યાં અમે દાખલ થયાં ત્યાં આખો વર્ગ જોરથી હસવા મંડયો ! મેં પ્રોફેસર તરફ તેજર કરી તો ખરેખર તે પણ હસતો હતો મારા નાજુક અને ન્હાનકડા કાન માટે આ ઘોંઘાટ અસહ્ય થઈ પડયો. હું તો શરમથી, ભયથી અને ક્ષોભથી ગુંગળાઇજ ગઈ. મારી બ્હેનપણી મને કમ્મરમાંથી પકડી (આપણે ભૂલા પડેલા ખીસકોલીના બચ્ચાને પકડીએને? તેમ)વર્ગમાંથી બહાર લઈ ગઈ. પછી તે મારા ઉપર પુષ્કળ ચીઢાઈ; કહે કે "તારે લીધે હું મુર્ખી બની." કૉલેજના મુખ્ય દાદરના સૌથી નીચલા પગથીયા ઉપર મને મૂકી દઇને એ તો જતી રહી. હવે શું કરવું ; "અનાથને નસીબે આંસુ." હું પણ ખૂબ રડી. એક પગથીયાંની અને બીજાની વચ્ચે એટલું બધું અન્તર હતું કે મારાથી ચઢાયજ નહિ ! એટલામાં એક પટાવાળો આવ્યો. મેં તેને બહુ આજીજી કરી, ત્યારે એ મને પોતાના

ગજવામાં મૂકીને ઉપર અમારા ઓરડામાં લઈ ગયો. એના ગજવામાં ઠીક ગરમાવો હતો. અંદર થોડી બીડીઓ, બે ત્રણ આના, એક કાગળનો કકડો અને ઘણા દિવસો ઉપર અમારા ઓરડામાંથી ગૂમ થઈ ગએલો માથું હોળવાનો બ્રશ એટલું હતું. બ્રશના વાળ મારા શરીરમાં કાંટા માફક ભોકાઈ ગયા. ઓરડામાં બેઠેલી છોકરીઓ તો મને જોઈ આળોટી આળોટીને હસવા મંડી. એટલામાં પ્રિન્સીપાલની મારા ઉપર ચીઠ્ઠી આવી. આખી કૉલેજના કામમાં ખલલ કરવા માટે મને વઢવા માટે બોલાવવામાં આવી હતી. હું તો રડતી રડતી એમની ઓફીસ તરફ ચાલી. હું ન્હાની થઇ ગઈ, તેમાં મારો શો વાંક?

પ્રિન્સીપાલની ઓફીસમાં જેવી હું દાખલ થઈ તેવોજ એમણે એક બરાડો પાડ્યો—ને હું જાગી ઉઠી.

હા . . . આ . . . શ ! ! બધું સ્વપ્નુજ હતું ! હું જાગી ત્યારે મારી આંખમાં ખરેખરાં આંસુ હતાં.

---

## ઉષા

ઉષા એના પિતાની બહુ લાડકી હતી. લાડમાં તે એને સંધ્યા પણ કહેતો. ઉષાને પોતાની સખી થવા ઈચ્છતી ચંદ્રિકા ઉપર બહુજ દ્વેષ હતો, કારણ કે ચંદ્રિકા અને ઉષામાં રૂપમાં કોણ ચઢે તે કહેવું અઘરૂં હતું.

પરોઢમાં વૃદ્ધ પિતાના રથની આગળ હરણની માફક દોડતી ઉષા આવતી અને પિતા આવે ત્યાં સુધી

રંગબેરંગી ચિત્રો ચિતરતી. પણ થોડી વારમાં તેના પિતા આવી પહોંચતા, અને ઉષા લજ્જા પામી, પીંછી મૂકી દઈ ઉભી થઇ જતી. તેનું મુખ લાલ થઈ જતું ધીમે ધીમે લાલાશ વધી જતી, અને પછી પિતાને મૂકી ઉષા સખીઓ જોડે રમવા દોડી જતી.

આખો દિવસ કામ કરી કંટાળેલા પિતાને તેડવા પુત્રી આવતી ત્યારે તેને લાડમાં તે 'સંધ્યા' કહેતો સંધ્યાના દર્શન માત્રથી પિતાનો આખા દિવસનો થાક ઉતરી જતો. તે રથમાં બેસતો એટલે ફરી સંધ્યા ચિત્રો ચિતરવા બેસતી. અત્યારનાં ચિત્રો તો ખરેખર અનુપમ હતાં. અત્યારે તે નિરાંતે બેસતી, કારણ કે તેને કંઈ ઉતાવળ નહોતી.

ધીમે ધીમે પૂર્વ દિશા તરફથી સંધ્યા સાથે મૈત્રી બાંધવા ઈચ્છતી ચંદ્રિકા અક્રૂર પગલે આવતી. તેને જોઈ સંધ્યાનું વદન લાલ બની જતું, ને તે ન્હાસી જતી.

---

# અર્ઘ્ય*

[સાબરમતી નદીને કિનારે, સત્યાગ્રહ આશ્રમથી આગળ જતાં, વાતાવરણમાં એક પ્રકારની ભયમિશ્રિત શાન્તિ લાગે છે. એ ઉંચા નીચા ભેખડોમાં રખડવાની મઝા અમે ઘણી વખત અનુભવી છે. એક દિવસ અમે છએક જણાં એ ભેખડો ઉપર ફરવા ગએલાં. કાંઈ કુતુહલ થાય એવી વસ્તુની શોધખોળ કરતાં, એક ઊંડી બખોલમાં એક કબર નજરે પડી ! એ કબર કોની હશે તે વિષે તે વખતે મારા મનમાં અનેક તર્કો ઉઠેલા. આજે એ વાતને પાંચેક વર્ષો વીતી ગયાં છે, તો

પણ એ બધા વિચારો જાણે કાલેજ આવ્યા હોય એમ મારા મનમાં તાજા છે. મને એમજ લાગેલું કે તે કબર કોઈ સ્ત્રીની હશે ! ]

ઠંડા પત્થરની કબર નીચે આરામ લેતી ઓ સ્ત્રી ! તું કોણ હતી ? કેવા સંજોગોમાં તું આ જગત ઉપરથી ચાલી ગઈ હતી ? તારી પાછળ કોઈ રડનાર હતું કે બધાં પાછળ રડતી, તું એકલીજ છેલ્લી રહી ગઈ હતી ?

ક્યાં ભાગ્યશાળી બાળકો તને ' અમ્મા ' કહી બોલાવતાં ? કયા વીર પુત્રોની તું જનેતા હતી ? કેટલી પુત્રીઓને તેં તારૂં રૂપ વારસામાં આપ્યું હતું ?

મને એમજ લાગે છે કે તું જાણે ભરયૌવનમાંજ મૃત્યુ પામી હશે. રોજ સંધ્યાકાળે પોતાનાં નિર્દોષ નમાયાં બાળકોને લઈ, તારો પતિ અહિં આવી, આંસુથી તારી આરામગાહ ભીંજવતો હશે.

આ કરૂણ દેખાવ જોઈ ઓ સુંદરી ? તને કબરમાંથી પણ બેઠાં થઈ જવાનું મન નહોતું થતું ? મારો આત્મા પ્રભુના ધામમાં સનાતન શાન્તિ ભોગવતો હોય, તો

પણ આ તારાં પ્રિયજનોનું રૂદન જોઇ તારો આત્મા રડે નહિ તો હું તો તને સ્વાર્થીજ કહું.

તારા બાળકને પારણામાં ઝુલાવતી તું મીઠે સ્વરે ગીત ગાતી ત્યારે તારા લાંબા અને કાળા કેશનો પડછાયો તમારા મહેલની આરસની ભૂમિ ઉપર પડતો, તે તારો પતિ કેવો અનિમિષ નેત્રે જોઈ રહેતો, તે શું તું વીસરી ગઈ? જો આ બધું ભૂલી જવા જેટલી તું નિષ્ઠુર હોય તો તો ખરેખરજ તારૂં હૃદય તારી આરામગાહ જેટલુંજ શીતળ હોવું જોઇએ.

પણ આ શું! મારી કલ્પના મને કયાં દોરી ગઇ? હું ભૂલતી પણ હોઉં! કદાચ તું કોઈ ભિખારીનાં આંગણાં અજવાળતી હશે, કદાચ તારો પતિ વૃદ્ધ અને રોગી હશે. કદાચ પ્રભુએ તને બાળકોજ નહિ આપ્યાં હોય તો? ઓ બ્હેન! તું સતી હોય તો ઉદાર દીલથી મને માફ કરજે, પણ મને લાગ્યું કે તું વિપથે તો નહિ દોરાઈ ગઈ હોયને! "આ મારી મા", એમ કહેતાં તારી રૂપવતી દીકરી પોતાના સાસરામાં શરમથી ગુંગ-

ળાતી તો નહિ હોયને? જગતમાં એવી સ્ત્રીઓ પણ કાંઈ બહુ થોડી નથી હોતી.

કદાચ તું પુત્રને આશરે પડેલી વિધવા હશે. પૌત્ર પૌત્રીઓનાં મુખ ચૂમી હર્ષનાં આંસુ સારતી તું આ દુનીયા ત્યાગી ચાલી ગઈ હશે; ઘણાં હેતથી તારા એકના એક પુત્રએ આ એકાન્ત સ્થળે તારી દફન ક્રિયા કરી હશે.

શું, તું કોઈ મહાન સ્ત્રી હતી? જો એમ હોય તો તો ખરેખર તારૂં જીવન ધન્ય થઈ ગયું. મોગરાનાં ફુલ જેવાં શુભ્ર વસ્ત્ર પરિધાન કરી, હાથમાં માળા લઈ અલ્લાહનું નામ જપતી તને હું મારાં મનશ્ચક્ષુ આગળ આબાદ જોઉં છું.

ઓ સાધ્વી! તારાં પવિત્ર ચરણની રજ હું મારે માથે ચઢાવી તને કોટી વંદન કરૂં છું.



*Byron ના Childe Harold BR. IV માનાં "A woman's grave" ના વર્ણન ઉપરથી સૂચિત.

# સામન બાંધવાની મઝા.

ઘણા દિવસોથી હું અમેરિકા જવાનાજ વિચાર કર્યાં કરતી હતી. ત્યાં જઇને આમ કરીશ ને તેમ..... જતી વખતે શું થશે, આવ્યા પછી શું થશે? વગેરે અ-સંખ્ય વિચારો કરતાં મારૂં મન આનન્દથી ઉભરાઈ જતું હતું!

એક રાત્રે મારા જવા વિષે ખુબ ચર્ચા થઈ........

હાશ! આખરે જવાનું આવ્યું! હુંતો સામન બાં-ધતી જાઉં ને હરખથી કુદતી જાઉં! ખરેખર હું અમે-રિકા જતી હતી? ગરમ કપડાં, સુતરાઉ કપડાં,—બુટ મોજાં (બિચારાં ચંપલનું ત્યાં કામ નહિ.) ઓવરકોટ, કેમેરા તો ખરૂંસ્તો! શું લઉં અને શું મૂકી જાઉં? આ વોટરમેનની પેન વગર તો એક દિવસ પણ નહિ ચાલે.

બધાં સરનામું માંગે. હું તે કેટલાંકને કાગળો લખીશ ? કાગળોજ લખું, ને ભણવાનું કોરાણે મૂકું તોજ આટલાં બધાંને તો કાગળો લખાય. ઘડીયાળ વગર તો કેમજ ચાલશે ? નોંધપોથી તો લેવીજ પડશે. સ્ટીમરમાં વાંચવા થોડી ચોપડીઓ નહિ લેવાની ? ગુજરાતી વાંચવાનું તો હવે મળશેજ નહિ ! મને એકદમ મારી "પાટણની પ્રભુતા" યાદ આવી. એતો મારી બાલપણની દોસ્ત છે; થોડે થોડે દિવસે એને વાંચ્યા વગર મને ચેનજ નથી પડતું. હવે શું થશે ?........ચિતરવાનો સામન તો નથી લેતી.

કાલે અત્યારે મુંબાઈ પહોંચી હોઈશ, અને પરમ દિવસે તો સ્ટીમરમાં ! કેવી મઝા ? હવે કાંઇ લેવાનું રહે છે ? પેલાં બધાં લોકોનાં ત્યાંના ઓળખાણવાળાઓનાં સરનામાં લખી લીધેલાં તે કાગળ ક્યાં ? છત્રી તો પેટીમાં માયજ નહિ ! હાથમાં રાખીશ....એટલું હસવું આવે ! બધું ઘડાધડમાં આવુંજ થાયને ? સ્ટીમરમાં શરૂવાતમાં તો ઉલટીઓ થશે ને માથું દુઃખશે. મને લવિંગ બહુ ભાવે છે,

તે જાણીને અને "સ્સી-સીકનેસ" વખતે કામ લાગે એમ ધારીને એક જણે મને એક દાબડો ભરીને લવિંગ આપેલાં તેતો મૂકવાંજ રહી ગયાં !....કાલે તો નીકળ-વાનું. આખરે ધોબી આવ્યો ! એ ન આવી પહોંચ્યો હોત તો મારે બીજી સ્ટીમરમાં નીકવાનું થાત. પેટી તો ભરાઈ ગઈ, તે છતાં અડધાં કપડાં તો બહારજ રહ્યાં ! હવે ? હવે તો સ્હવારે વહેલી ઉઠીને સામન ગોઠવી દઈશ....અત્યારે બધાં વાતો કરાવે છે, તે કામ થતું થતું નથી—હું પલંગમાં પડી.

હવે ફરી ક્યારે આ પલંગમાં સૂવાનું મળશે ? ક્યારે ફરીથી આ ઓરડો, જેમાં મેં જીન્દગીની સુખીમાં સુખી પળો પસાર કરી છે, તેમાં ફરી પાછી રહીશ ? મારા હૃદ-યનો ઉલ્લાસ ક્યાંનો ક્યાંએ ઉડી ગયો જાણે છાતી ઉપર કોઇએ મોટો પથ્થર મૂકી દીધો ! જડ અને ચેતન વ-સ્તુઓ વચ્ચે કેટલી જલ્દી મૈત્રી બંધાઈ જાય છે ? અને જડ વસ્તુને છોડતાં હૃદયમાં કેવું અકથ્ય દુઃખ થાય છે ? ખરેખર ! આખો ઓરડો મારી સાથે રડવા લાગ્યો !

રાત પણ રડતી હતી. સાબરમતી પણ છાનુંછાનું રડતી રડતી ધીમે ધીમે વહેતી હતી. કે પછી કુંજ 'સાબરમતીનો વિરહ કેમ ખમાશે ?' એ વિચારથી રડતી હતી ?

આ બધાં પ્રિયજનોને છોડી દૂર દૂર શામાટે જવું ? ત્યાં આખા પ્રદેશમાં એકપણ જણ મને ઓળખતું નથી, અહિં બધાંજ મારા જવાથી રડે છે, ને ત્યાંતો આવકાર દેનારૂં પણ કોઈ નહિ હોય. ભાષા જુદી, ચામડી જુદી, રાજ્ય જુદું, રીતરિવાજો જુદા, આચાર વિચાર જુદા-ઓરે ! ત્યાંના વિચિત્ર અને અવનવા વાતાવરણમાં જીવાશે ? ગુંગળાઈ નહિ જવાય ? હું જાગી ઉઠી. મારી આંખોમાં આંસુ ઉભરાય, તકીયો તો આંસુથી તરબોળ ! પણ હા........શ ! હજી તો અમેરિકા જવાને એક આખા વરસની વાર છે !

ઉષાના અજવાળા સાથે આ વિચારે મારા મનમાં નવુંજ અજવાળું પાડયું. હું હસી, ઓરડો હસ્યો, સાબરમતી પણ હસતી હતી.

# પાનખર*

એમ કહેવાય છે કે વસન્ત નવયૌવનાના ઉન્માદ જેવી છે; પણ પાનખર ઋતુ જીન્દગીનાં છેલ્લા વર્ષો, અને વૃદ્ધાવસ્થાનો ખ્યાલ આપે છે. વસન્ત બધાજ કવિઓની માનીતી. છે અકાળે ખીલી ઉઠેલી વસન્તનું કવિ કાલિદાસનું વર્ણન તો જગવિખ્યાત છે. પશ્ચિમના કવિઓએ પણ વસન્તઋતુનાં વર્ણનો કરવામાં બાકી રાખ્યું નથી. આપણા ન્હાનકડા ગુજરાતના કવિઓએ પણ તેજ

ઋતુને શ્રેષ્ઠ પદ આપ્યું છે. શ્રી ન્હાનાલાલનો 'વસન્તોત્સવ' અને સ્વ. 'કાન્ત'નો 'વસન્ત વિજય'પણ એજ ઋતુના સુંદર વર્ણનોથી ભરપૂર છે.

આ બધા કવિઓ માત્ર વસન્તનાં વખાણ કરી બેસી રહેતા હોય તો ઠીક, પણ બધી ઋતુઓમાં વસન્તને શિરોમણી ઠરાવવા માટે, તેઓ બીજી બધી ઋતુઓને તદ્દન ઉતારી પાડે છે. વસન્તની સાથે સરખામણી કરી, વસન્તનેજ સૌથી ઉત્તમ ઠરાવવા માટે, ઘણુંખરું પાનખરને મૂકવામાં આવે છે.

પાનખર ઋતુની એક સ્હવારે હું ફરવા નીકળી. કવિવર શેલીએ પાનખર માટે કહ્યું છે કેઃ—"સૂકાઇ ગએલાં પાંદડાંની મૃત્યુશૈયા બનાવી, ઘરડું વરસ પૃથ્વી ઉપર સૂતું છે."

એટલે હું તો તે સ્હવારે એક દુઃખી વૃદ્ધાવસ્થાને આરે ઉભેલી અને કરમાતી કુદરતને નિહાળવા તૈયાર બની નીકળી હતી.

પણ મારી નજરે તો એક અદ્‌ભુત સુંદર દૃશ્ય પડયું ! મેં ધારેલું કે મૃત્યુશૈયા ઉપર પડી વિલાપ કરતી કુદરત સ.થે હું પણ આંસુ સારી .એના દુઃખની સહ-ભાગી બની. એને આશ્વાસન આપીશ. પણ રડવાની તૈયારી કરી રહેલી મારી આંખો તો એકાએક હસી ઉઠી ! એક પળ તો હું વિભ્રમમાં પડી. શું આજ પાન-ખર ઋતુ છે ?

મને તો લાગ્યું કે પ:વખર યૌવનથી છલકાતી આ-નંદી અને સ્વચ્છંદી છે. જયાં નજર કરો ત્યાં તોફાન અને મસ્તી સિવાય બીજું કાંઈ નજરેજ ન પડે! વસ-ન્ત તો એક ડાહ્યા ચિતારા જેવી ·છે; પુષ્પે પુષ્પે સં-ભાળભર્યો રંગ પૂરે છે, પણ બેદરકાર પાનખરે તો રંગનાં જાણે કુંડેકુંડાં ઢોળી નાખ્યાં છે! શું શેલી આનેજ વર્ષની મૃત્યુશૈયા કહે છે ?



---

*અંગ્રેજીને આધારે.

# પરીઓની ઉત્પત્તિ

તમે ઘણીએ પરીઓની વાત વાંચી હશે અથવા સાંભળી હશે, પણ એ પરીઓ ક્યાંથી આવી, શીરીતે બની તે તમને ખબર છે? પણ એ વાત તો એક બાજુ રહી પણ પરીઓ હોય છે એમ તમે માનો છો? માનતાં હો તોજ આ વાંચજો હોં નહિ તો ના વાંચશો. હવે હું તમને પરિઓની-ઉત્પત્તિ કેવી રીતે થઈ તે કહું:-

## પરીઓની ઉત્પત્તિ

એક દિવસ એક બાળક પોતાની માના ખોળામાં સુતું હતું. માતા તેને કાંઈ વાત કહેતી હતી. વાત સાંભળતાં સાંભળતાં બાળક ઉંઘી ગયું. થોડીવાર પછી તે જોરથી હસી પડયું અને તે હાસ્યના રણકારમાંથી પરીઓ બની. જેમ જેમ બાળક હસતું ગયું તેમ તેમ વધારે પરીઓ બનતી ગઈ; અને હજી પણ જ્યારે કોઈ બાળક હસે છે ત્યારે નવી પરીઓ બને છે, અને જ્યારે તે રડે છે ત્યારે પરીઓ મરી જાય છે.

માટે જો તમને નવી નવી પરીઓની વાત સાંભળવાની ગમતી હોય તો તમે કદી રડશો નહિ; ને આખો દિવસ હસમુખાંજ રહેજો કેમકે રડશો તો તમારા હાસ્યની બનેલી બિચારી પરીઓ મરી જશે. મેં તો મારૂં નામજ એવું પાડયું છે કે પરિઓ મરેજ નહિ—
વિનોદિની.

# ટુંકો વખત*

મને તજીને તું તારે રસ્તે ચાલ્યો ગયો. મેં ધાર્યું કે સુવર્ણમય સંગીતની તારી મૂર્તિ બનાવી, મારા હૃદયમાં તેને સ્થાપી હું તારે માટે વિલાપ કરીશ. પણ હાય! કેવું કમનસીબ! વખત કેટલો ટુંકો છે?

વર્ષોની સાથે યૌવન વહ્યું જાય છે. વસન્તઋતુ પણ ક્ષણજીવીજ છે. કુમળાં ફુલો પણ અમથાંજ કરમાઇ જાય છે; અને ડાહ્યો માણસ મને ચેતાવે છે કે "કમલપત્ર ઉપરના જલબિન્દુ જેવી અસ્થિર આપણી જીન્દગી છે."

શું આ બધું છોડીને હું, જે મારાથી વિમુખ થયો છે, તેની પાછળ જોયાં કરૂં? એતો મૂર્ખાઇજ કહેવાયને?

ત્યારે ઓ મારી વર્ષાઋતુની રાત્રિઓ! તમે ખડખડતે પગલે આવો. ઓ સુવર્ણમય શરદ્ઋતુ! તું પણ સ્મિત કર; અને ઓ બેદરકાર વસન્ત! તું પણ તારાં ચુંબનો વેરતી વેરતી આવી પહોંચ! તમે બધાંએ

## ટુંકો વખત

આવો. મારાં પ્રિયજનો! તમે જાણોજ છોને કે આપણે બધાં એક દિવસ મરી જવાનાં છીએ? તો પછી, જે આપણાથી વિમુખ થયું છે, તેને માટે હૃદય ભાગવું તે શું ડહાપણ કહેવાય? ને પાછો વખત કેટલો ટુંકો છે?

એક ખુણામાં બેસી, એકલાં એકલાં વિચાર કર્યા કરવાનું કે "તારામાંજ મારી જીન્દગી સમાઈ જાય છે." એવી કવિતા લખવાનું પણ સુંદર તો લાગેજ; વળી પોતાના દુઃખનીજ દોસ્તી બાંધી, કોઇની પણ પાસેથી આશ્વાસન ન લેવું, તેમાં પણ બહાદુરી તો ખરીજ.

પણ એક નવિન મુખ મારા બારણામાંથી ડોકીયું કરે છે. અને પોતાનાં નયનો મારી આંખો તરફ ફેરવે છે: હું અજાણતાંજ મારાં આંસુઓ લુછી નાખું છું, અને મારા સંગીતનો રાગ પણ હું બદલ્યા વગર રહી શકતી નથી. કેમકે વખત કેટલો છે?

---

×શ્રી રવીન્દ્રનાથ ટાગોરના Gardenerમાંથી અનુવાદ.

# કુદરત અને આપણું મન

દરેક માણસનો અમુક પ્રકારનો સ્વભાવ હોય છે; અને તે સ્વભાવ સ્થાયીજ હોય છે, એમ આપણને લાગે છે. છતાં આપણે બધાંજ કોઈવાર વિચારશીલ બની જઇએ છીએ, શાન્ત બની જઇએ છીએ, આનન્દમાં

આવીએ છીએ, દુઃખી બનીએ છીએ, હસીએ છીએ, ખુબ બોલીએ છીએ—

ત્યારે કોઇવાર એમ નથી થઈ આવતું કે આપણો તે એક સ્થાયી સ્વભાવ હશે કે આપણે માત્ર જુદા જુદા તરંગનાંજ બનેલાં હોઈશું? અને આપણા મનને આવા જાતજાતના તરંગો શાથી આવતા હશે? અલબત્ત ઘણીવાર કોઈ બીજા મનુષ્યના વર્તનની કે બોલવાની અસર આપણાં વિચારના તરંગો ઉપર બહુ સચોટ રીતે થાય છે, પણ આપણા ખ્યાલમાં પણ ભાગ્યેજ આવે એટલી બધી અસર કુદરત આપણાં મન ઉપર કરી શકે છે.

ઘણીવાર સ્હવારનાં ઉઠતાં ને વાંતજ મન દુઃખી અને નિરાશાવાદી નથી બની જતું? ત્યારે વળી કોઈવાર સ્હવારે મન એટલું તો પ્રફુલ્લિત બની જાય છે કે ખરેખરૂં નાચવાનું મન થઈ આવે? એવે વખતે મનમાં હમેશ બહુજ સારા, ઉમદા વિચારો આવે છે અને એમ

ચાય છે કે આપણે ભવિષ્યમાં ખુબ સારાં સારાં કામો કરીશું.

ચોમાસામાં ચાર પાંચ દિવસથી હેલી ચાલતી હોય, ને પછી એક સ્હવારે એકાએક તડકો નીકળે, મેઘધનુષ દેખાય, ત્યારે આપણને કેવો અપાર હર્ષ થાય છે? અને રાત્રે આપણે ધાર્યું હોય કે જરૂર સ્હવારે વરસાદ બંધ રહેવોજ જોઇએ, છતાં સ્હવારે ઉઠીએ ત્યારે ભીની ધરતીને વધારે ભીની બનાવતો, ધીમો પણ એકધારો વરસાદ પડયા કરતો હોય, ત્યારે મન કેવું નિરાશ બની જાય છે.

આપણાં મન ઉપર કુદરતની અસર સૌથી થોડી બપોરે થાય છે; પણ પાછી સાંજ પડે, ને કુદરત આપણા મન ઉપર પોતાની સત્તા ચલાવે છે. સાંજે જો એકલાં ઘરમાં હોઇએ તો, અંધકારથી ઘેરાઇ જતી દિશાઓ જોઈ, હંમેશાં વહી ગએલાં વર્ષો. બાળપણની મઝાઓ, મૃત્યુ પામેલાં સગાં કે મિત્રો—એવું બધું યાદ

આવે છે. ચોમાસાની સાંઝ ઘણીવાર માણસના મનને બહુ સુખી બનાવે છે. સૂરજ આથમતો હોય, વરસાદનું એકાદ ઝાપટું પડી ગયું હોય, આકાશ રંગરંગીત અને સુંદર વાદળાંથી શોભી રહ્યું હોય, ત્યારે મનમાં અવર્ણનીય આનંદ થાય છે. પણ સ્હવાર અને સાંજના એ માનસિક આનન્દમાં ફેર હોય છે.

સ્હવારના આનંદમાં બાલકનો ઉત્સાહ હોય છે, સાંજે જરા દુનિઆના કડવા મીઠા અનુભવથી રંગાયલા માણસનો હર્ષ હોય છે. બેમાં ફેર તો ખરોસ્તો!

ખુબજ ઘુઘવાટ સાથે વાતો પવન આપણા મનમાં તોફાની વિચારો ઉઠાવે છે. મોટાં મોજાંવાળો, ઉછળતો તોફાની દરીયો જોઇ ખડખડ હસવાનું મન થાય; અને શાન્ત દરીયો જોઈ મનમાં એક પ્રકારની ભયમિશ્રિત માનની લાગણી ઉત્પન્ન થાય છે; વિચારો પણ જરા ગંભીર બને છે. ચન્દ્ર અને ચાંદની જોઈ ઘણુંખરૂં તો

સુખી વિચારોજ આવે, ને ગાવાનુંજ મન થાય. કદાચ મોડી રાત્રે ચાંદનીમાં બહુ ગંભીર વિચારો પણ આવે. (વળી વાર્તાઓ અને નવલ–કથાઓમાં નાયક અને નાયિકાને ચંદ્રને જોઈ દુઃખ થાય છે!) ચંદ્રને જોતાં કોઈવાર દૂર દેશાવર રહેતા મિત્રો, સગાં કે ઓળખીતાંઓ યાદ આવે છે. તારાનાં ઝુમખે ઝુમખાં જોઈ ઘણીવાર પૂર્વજન્મ, પરમેશ્વર, બીજા ગ્રહોમાં વસતાં પ્રાણીઓ, બ્રહ્માંડની રચના—એવા એવા વિષયના વિચારો આવે છે.

આ ઉપરાંત ફળ, ફુલ, કળીયો, નદી, સરોવર, ઝાડ પાંદડાં, તડકો, ટાઢ રાત બધાંજ આપણા મનમાં અસંખ્ય ફેરફાર કરે છે; પણ તે બધું લખી વાંચનારને કંટાળો આપું તે ઠીક નહિ.



## એક નજીવો બનાવ.

"આપણા વિચારો વિષે વિચાર કરવો, તેનું નામ...." પ્રો. પંડિતનો ઘાંટો અમારા વર્ગમાં ગાજી રહ્યો હતો. ઉંઘ આવતી રોકવાનું, અને 'લોજીક'માં ધ્યાન આપવાનું આ બે અઘરાં કામ એક સાથે કરવાનો હું પ્રયત્ન

કરી રહી હતી. એટલામાં "ચું ચું" અવાજ આવ્યો– પ્રોફેસરની ઉંચી બેઠકની અને મારી બેઠકની વચ્ચેની સાંકડી જગામાં એક કરોળીયાને બહુજ ધામ-ધુમથી જાળ બાંધતાં મેં થોડા ઘણા દિવસો ઉપર જોયો તો હતોજ. કેવી સુંદર જાળ કરોળીયાઓ ગુંથી શકે છે, તેનો તો બધાને ખ્યાલ હશેજ. ખરેખર! કોઈ પરીના નાજુક શરીરને માટે એ જાળનાં વસ્ત્ર બનાવ્યાં હોય તો? અને કરોળીયો આપણને પણ બનાવી આપતો હોય તો હું તો એની ગુંથેલી ટોપી જરૂર પહેરૂં. વળી "ચૂં–ચૂં" અવાજ થયો. અરે! કરોળીયાએ તો પોતાની જાળમાં કાવતરૂં રચ્યું હતું! એક માખીબાઈ એ જાળમાં સપડાઈ ગયાં હતાં. પોતાના આગલા બે પગથી કરો-ળીયો બીચારી માખીને પુષ્કળ લાતો મારતો હતો! એ બાપડો કાંઈ સ્ત્રી સન્માનનાં પાઠ થોડાજ ભણ્યો હશે?

. .

એની નિશાળમાં તો જાળ ગુંથવાનો હુન્નર શીખ-વાતો હશે, અને બહુ બહુ તો "બાળ ઉછેર" વિષે થોડી

માહિતી અપાતી હશે, બીજું શું ? પણ માખીનું દુઃખ મારાથી કેમ જોયું જાય ? મેં તો એકદમ એ સુંદર જાળમાં હાથ નાંખી માખીને ખેંચી લીધી. બિચારી માખીના આખા શરીરની આસપાસ પેલા કરોળીયાએ ઝીણાં ઝીણાં દોરડાં વીંટાળ્યાં હતાં. કરોળીઓ પણ ઠીક હોંશીયાર ! ને કેટલો પક્કો ! માખી તો મુડદા જેવી મારી હથેલીમાં પડી રહેલી. ઘણી મહેનતે તેની પાંખ ઉપરથી પેલી ઝીણી પણ ચીકણી દોરી હું ખસેડી શકી. માખીએ છુટકારાનો દમ ખેંચ્યો. પણ કરોળીયામાં અક્કલ તો ખુબ હોં ! એણે માખીના પગ એવા તો સખત લપેટી લીધેલા કે કાંઈ વાત નહિ ! મેં મારા વાળમાંથી સોઇઓ કાઢી એનાથી માખીના પગ છુટા કર્યા. છુટ-વાની આશાએ માખીનું મુખ હસું હસું થઈ રહ્યું ! ધીમે ધીમે બધીએ દોરી નીકળી ગઈ. મેં જાણ્યું કે માખ તરત ઉડી જશે. પણ એને કાંઇ ઘેર જવાની ઉતાવળ હોય એમ લાગતું નહોતું. છુટયા પછી તરત તો એ કરો-ળીયા સાથે ખુબજ લઢી. પછી મારો ઉપકાર માનવા

બેઠી. (પહેલો ઉપકાર માની ને પછી લઢવા ગઈ હોત તો મને જરા ઠીક લાગત.) પછી વાતમાં ને વાતમાં એણે મને પોતાને ઘેર આવવાનું આમંત્રણ પણ આપી દીધું. હું ત્યાં જઈ આવીશ, પછી એ લોકોની રહેણી કરણીનું સવિસ્તર વર્ણન લખીશ. ઘણી વાતો કર્યા પછી તે ઉઠી ગઈ.

તરતજ ઘંટ વાગ્યો. "આવતી વખતે આપણે "ઍરિસ્ટોટલના સીલોજીઝમ્સ" લઈશું" પ્રો. પંડિત બોલતા હતા. હું એકદમ ભાનમાં આવી ઉભી થઈ ગઈ. બધા છોકરાઓએ ઉઠવા માંડ્યું હતું. પેલો કરોળીયો મારી સામે મોટા મોટા ડોળા કાઢતો હતો, પણ મને તેની શી પરવા? આજે મેં એક અબળાનું રક્ષણ કર્યું ને?



# વરસાદ

ચોમાસાની શરૂવાત હોય ત્યારે કોઇ સાંજે બારીએ બેસી રસ્તા ઉપર તથા આસપાસ જોવાની કેટલી મઝા પડે છે?

× × × ×

મોટાં કાળાં ભમ્મર વાદળાંએ દૂર દૂરથી દોડતાં આવીને થોડીજ પળોમાં આખું આકાશ છાવરી દીધું. રસ્તે ચાલતાં બિચારાં કેટલાંક માણસો, તડકો હોવાથી છત્રી વગર ઘેરથી નીકળેલાં તે ગભરાઈ ગયાં. એકાએક પશ્ચિમ દિશામાંથી ઠંડો, ભીનો, સુગંધી પવન આવ્યો. સામેના મોચીના પતરાંના છાપરા ઉપર વરસાદનાં મોટાં મોટાં ફોરાં પડયાં, ને તરતજ પાસેની ગલીમાંથી દસબાર ન્હાનાં છોકરાં બાર મહિનાનો મેલ ધોવા વરસાદમાં ન્હાવા દોડી આવ્યાં. પાછળ તેમની માતાઓ

બુમો પાડતી, છોકરાંઓને ઘેર લઈ જવા આવી. કેટલીક લઈ પણ ગઈ.

એકદમ જોરથી વરસાદ શરૂ થયો. ઘેર ઘેર, બારીએ બારીએ ને વૃક્ષે વૃક્ષે વરસાદે તોરણ બાંધ્યાં. નિશાળેથી પાછી ફરતી કન્યાંઓનું એક ટોળું દોડતું દોડતું કોઈના ઓટલા ઉપર ચઢી ગયું. છોકરીની જાત, એટલે કારણ વગર કે ન્હાના જેવા કારણ માટે બધાં ખડખડ હસવા લાગ્યાં. સામેના ડૉકટરના ઘરનાં છોકરાંઓ બારીએ ઉભાં રહી ફુટપાથ ઉપર ચાલતાં માણસોની છત્રીઓ ઉપર લોટા ભરી ભરીને પાણી રેડી નાસી જતાં હતાં. કેવું નિર્દોષ એમનું તોફાન! રબારીનો એક બારેક વરસનો છોકરો તો રસ્તાપર નિરાંતે ચાલ્યો જતો હતો. કદાચ એના મનમાં એમ હશે કે હવે એકવાર પલળ્યા પછી નકામા ઉતાવળા શું કામ ચાલવું?

ધીમે ધીમે વરસાદ થંભી ગયો. નિશાળેથી પાછી આવેલી કન્યાઓ, ચોપડીઓ કપડાં નીચે ઢાંકી, હાથમાં ચંપલ ઉપાડી આનંદથી ઉતાવળે પગલે રસ્તે પડી.

લોકોને એટલે ચઢી ગએલા નવરા માણસો ફરી રખડવા નીકળી પડયા.

આકાશમાં જાણે કોઈએ મોટા હથોડો માર્યો હોય તેમ એકદમ વાદળાં છુટાં પડી ચોતરફ ન્હાસવા મંડયાં. રસ્તાની બે બાજુની નીકોમાં, દૂરના મહોલ્લાઓમાંથી છોકરાંઓએ તરતી મૂકેલી કાગળની હોડીઓ તણાઈ આવવા લાગી.

ધીમેથી સૂર્ય આથમતો આથમતો વાદળાંમાંથી બહાર નીકળ્યો. તરત રસ્તે જતાં એક કૉલેજીઅને મેઘ-ધનુષ જોવા આકાશ તરફ ઉંચે નજર કરી; અને જોયું પણ ખરૂં. પણ પાસે ચાલતા કોઇક ન્હાનકડા નિશાળીયાને તે બતાવે તો તો પછી એ કોલેજીઅન શાનો?

કુદરતનાં રસીયાં નરનાર ફરવા નીકળી પડયાં. સાફ થઈ ગએલા રસ્તાપર વરસાદથી ધોવાઇને નીકળેલા પત્થરોની ઉપર સૂર્યનાં છેલ્લાં કિરણો પડયાં, ને પાછું અંધારૂં શરૂ થયું.

---

# પરીની શોધ.

ન્હાનકડી લીલાને તેની માએ એક પરીની વાત કહી. જીંદગીમાં પહેલીજવાર લીલાએ પરીનું નામ સાંભળ્યું. પછી તો આખી રાત લીલાને પરીઓનાજ

વિચાર આવ્યા કરે! સ્હવાર પડતા પહેલાં તો તેણે નિશ્ચય કર્યો કે, 'ગમે તેમ કરીને પરીને જોવી તો છેજ; ઘરમાંથી પરવારીને, નિશાળમાંથી ગાબડી મારીને પણ આજે પરીને શોધવી તો ખરીજ.'

આજે લીલા બહુજ આનંદમાં હતી. મા જ્યારે તેને ઉઠાડવા આવી ત્યારે લીલાએ તેના ગળાની આસ-પાસ પોતાના ન્હાનકડા હાથ વીંટાળી દઇને માના હોઠ ઉપર ગાઢ પ્રેમથી એક ચુંબન કર્યું; લીલા કેવી આંધળી! તેના પોતાનાજ ચુંબનમાં રહેલી–ગુલાબનાં ફુલની પાંખડી જેવી પાંખોવાળી પરીને તેણે જોઈજ નહિ!

પછી લીલા પોતાના ન્હાના ભાઇ શિરીષનાં પારણા આગળ ગઈ; એતો હજી ઉંઘતો હતો, કોણ જાણે કેમ–જેવી લીલા નીચી વળીને તેના સોનેરી ને વાંકડીયા વાળ ઉપર હાથ ફેરવવા જતી હતી, તેજ ઘડીએ ઉંઘતા બાળકે મીઠું સ્મિત કર્યું! અને તો પણ મૂર્ખી લીલાએ બાળકના મધુરા ખંજનમાં પરીઓ ન જોઈ!

પરીઓ પણ અકળાઈ ગઈ? આ છોકરીની આં-ખોમાં જોવાની શક્તિ આપવી પ્રભુ વીસરી તો નથી ગયો ને !'

પછી ન્હાઈ ધોઈને લીલા પોતાની ભાભી પાસે ગઈ. લીલાનો ભાઈ ઘણાં દિવસોથી કાંઈ કામ માટે દૂર દેશ ગયો હતો. ભાભી ધોળું લુગડું પહેરીને બારી આ-ગળ બેઠી હતી. અષાડ મહિનાનાં વાદળ જેવા તેના કેશ છુટા હતા, ઘણાં દિવસોથી તેમાં તેલ નાંખેલું નહોતું.

સૌભાગ્યસૂચક ચિન્હો સિવાય તેના અંગ ઉપર એકપણ આભૂષણ નહોતું. લીલા એ ઓરડામાં દાખલ થઈ ત્યારે તેની ભાભીની નજર બારીની બહાર દેખાતી સીધી સડક ઉપર હતી. લીલાનો પગરવ સાંભળી તેણે પ્રયત્નથી તે નજર ખેંચી લીધી; તેનાથી અજાણતાં એક નિસાસો નંખાઈ ગયો. અરે! અત્યારે પણ લીલાએ તે નિસાસામાં રહેલી ઘેરા રાખોડી રંગની પરીને ન જોઈ! દુઃખની, વિયોગની પણ પરીઓ તો હોયજને?

પછી જમીને, હાથમાં જે આવી તે ચોપડીઓ પકડીને, લીલા ચાલી. આજે થોડુંજ ભણવાનું હતું ? નિશાળને તો તેણે આજનો દિવસ રજા આપી હતી. અને અત્યારે પણ લીલાને ખબર ન પડી કે મોરનાં પીંછા જેવા રંગની પાંખોવાળી, તોફાની "પક" જેવી એક પરીતો અત્યારે પણ તેની આગળ નાચતી નાચતી દોડતીજ હતી !

ખેતરોમાં અને આંબાવાડીયામાં ઘણું રખડીને સ્હાંજે લીલા ઘેર ગઈ. તેણે માને કહ્યું. "મા મારાથી કેમ પરીઓ દેખાતી નથી ?"

આ સાંભળી પેલી રાખોડી પાંખવાળી પરી સુદ્ધાં બધી પરીઓ હસી પડી. ખરેખર! આ લીલાની આંખો માત્ર દેખાવમાંજ આટલી સુંદર અને ચંચળ છે; બાકી તો એ બિચારી આંધળી છે. સર્વાનુમતે પરીઓએ એમ નક્કી કર્યું.

---

# કોઈ નહિ

કેટલાક લોકોને રાજા બનવાની આકાંક્ષા હોય છે, કેટલાકો મહાત્મા બની જગતને। ઉદ્ધાર કરવાની હોંસ રાખે છે. મારી આકાંક્ષા—મારી હોંસ—મારો મનો-રથ બહુજ અલ્પ છે. છતાંએ તે મનોરથ સિદ્ધ કરવાનો પ્રયત્ન કરવો તે આકાશ કુસુમ વીણવા જેવું છે. મારે તો "કોઈ નહિ" બનવું છે! રાજા બનવાની ઈચ્છા રાખનારો કદાચ કોઈ કાળે પણ રાજા બની શકશે, મ-હાત્મા થવાની આશાવાળો માણસ જન્મોજન્મ તપ કરી આખરે પણ મહાત્મા બની શકે પણ—મારૂં શું? મારે તો "કોઈ નહિ" થવું છે!

બધાંને લાગશે કે હું મૂર્ખા જેવો લવારો કરૂં છું. પણ તમે કદીએ વિચાર કર્યો છે કે "કોઈ નહિ" બનવાની કેટલી મઝા છે? અરે! પણ 'કોઇ નહિ' સાથે કેવી રીતે ઓળખાણ થયું તે કહું. એટલે એ શબ્દની વ્યાખ્યાની જરૂરજ નહિ રહે.

એક દિવસ સ્હવારે હું નહાવા જતી હતી. નહાવાની ઓરડીનું બારણું બંધ હતું. મેં બારણું ઠોકીને કેટલીએવાર "કોણ નાહ્ય છે?" "કોણ નાહ્ય છે?" એમ બૂમો પાડી. પણ પેલો "કોઈ નહિ" અંદર બેઠો બેઠો મોઢું દાબીને હસ્યાજ કરે, ને જવાબજ ના દે! બહુવાર મેં બારણાને ધક્કા માર્યા ત્યારે તે એની મેળેજ ઉઘડી ગયું અને નહાવાના પાટલા ઉપર પેલો "કોઈ નહિ" નિરાંતે બેઠેલો?

× × × ×

અન્ધારી રાત્રે હું ઘરમાં એકલીજ હતી. શરૂવાતમાં તો હું ખુબ આનન્દમાં હતી. "મ્હારા સૂના મંદિરીયાં માંહે ગાજે મધરાતલડી" ની આખી ગરબી હું ખુશમિ-

જાજમાં ગાઈ ગઈ. પછી મેં "સ્નેહધામ સૂનાં સૂનાં' શરૂ કર્યું'. તે પણ શરૂઆતમાં તો ઠીક ચાલ્યું, પણ પછી પેલી લીંટી આવી–"સૂના સૂના તે મ્હારા ઓરડા

ને એક સૂની અન્ધારી રાતરે...."

ને હું અટકી પડી. ખરેખર મારા ઓરડામાં, આખા ઘરમાં "કોઈ નહિ"ની હાજરી જણાતી હતી ! આવી અંધારી રાતે આવડા મોટા ઘરમાં હું 'કોઈ નહિ' સાથે એકલી કેવી રીતે રહીશ ? મેં ઉપર જવાનો વિચાર કર્યો. પણ ત્યાં પણ "કોઈ નહિ" તો હશેજને ? મારી ખુરસી ઉપર એ બેઠો હશે, મારા પલંગ ઉપર કુદમકુદી કરતો હશે તોપણ હું એને કેવી રીતે રોકીશ ?

રીકાબીઓ અને ચલાણાં ફોડી નાંખવાનો અને બારીબારણાંને અમથાં નકામાં અફાળવાનો તો જાણે 'કોઈ નહિ'નો જન્મસિદ્ધ હક્કજ ! એકવાર મને મારી એક બ્હેનપણીએ બહુજ સુંદર કાચની ફુલદાની ભેટ આપેલી, હું બહુજ ઉમંગથી તે બધાંને બતાવતી હતી એટલામાં પેલો તોફાની 'કોઈ નહિ' કોણ જાણે ક્યાંથી

આવી પહોંચ્યો, અને મારા હાથને એવા તો જોરથી ધક્કો માર્યો કે પેલી સુંદર ફુલદાનના સેંકડો કકડા થઈ ગયા.

પણ બિચારો 'કોઈ નહિ' કાંઈ હમેશ આવાં તોફાની કામોજ નથી કરતો. એક માણસ અદ્ભુત સુંદર સારંગી વગાડી જાણતો હતો. બધાં એને પૂછે કે "તમે સારંગી વગાડતાં કોની પાસે શીખ્યા?" પેલો બિચારો શરમાઇને નીચું જોઈ બેસી રહ્યો. એ કેમ કહી શકે કે મેં એ બધી કળા 'કોઈ નહિ' પાસેથી મેળવી છે? મેં એકવાર એક ચિત્ર ચીતર્યું, મને લાગતું હતું કે ચિત્ર સાધારણ સારૂં છે; જોનારાંઓને તે ખુબજ ગમી ગયું. બધાં મને પૂછે કે, "કોની મદદ લઇને ચીતર્યું છે?" મેં કશો જવાબ ના દીધો 'કોઈ નહિ'નું નામ દઇએ તો કાંઈ કોઈ માને? બિચારો 'કોઈ નહિ' બધુંજ કરી આપે ને શીખવાડે પણ એને જશજ ના મળે 'કોઈ નહિ' ને પવન સાથે બહુ વેર, કેમકે ઘણીવાર તેનાં કરેલાં પરાક્રમોનો યશ પવન ખાટી જાય છે. ચોર લોકો

પણ બિચારા 'કોઈ નહિ'ની આબરૂને જબરો ધક્કો પહોંચાડે છે. પોતે ખાસ્સા ચોરી કરે, ને નામ દે બિ-ચારા "કોઈ નહિ"નું. પણ જગતમાં કેટલાક મહાત્માઓ 'કોઈ નહિ' ને મફતની કીર્તિ પણ અપાવે છે. પોતે કાંઈ દયાનું કામ કરી પોતાનું નામ તદ્દન ગુપ્ત રાખી, 'કોઈ નાહ' ને માથે કીર્તિનો મુગટ પહેરાવી તે મહાત્માઓ રાચે છે. આવે પ્રસંગે શરમની રતાશો બાપડા 'કોઈ નહિ' નું મુખ લાલ બની જતું હશે, પણ તે જોવાની કોને પરવા છે?

'કોઈ નહિં' સારૂં કામ કરે તો તેને યશ ના મળે, અને ખરાબ કામ કરે તો કોઈ એને દોષ પણ ના દે—લોકો કહેશે કે 'જેનું અસ્તિત્વજ નહિ, તેને યશ શું અને અપયશ શું? 'કોઇ નહિ' જેવી સંપૂર્ણ અસ્તિત્વ-વાળી છતાં તદ્દન અસ્તિત્વ વગરની ગણાતી જીંદગી મને તો બહુજ ગમે.

---

# વિગતાર્થ એ આશા.

આખો દિવસ ચાલી ચાલીને કંટાળી આખરે સંધ્યાકાળે હું સમુદ્રકિનારે આવી પહોંચી, તો ત્યાં રંગબેરંગી અસંખ્ય પત્થરો પડયા હતા.

કેટલાક પત્થરો જાણે મેંઘ ધનુષના સાતે રંગે રંગેલા હોય એવા દેખાતા હતા, કેટલાક વળી કોઈ કલારસિક મયૂરે પોતાના સુંદર પીંછાથી ચીતર્યા હોય એવા દેખાતા હતા; વળી કોઈક પત્થર જાણે કોઈ કબુતરના પદસ્પર્શે લાલ બની ગયા હોય, તેમ ભાસતું. જરાં આગળ જતાં, કેટલાક પત્થર જાણે કોઇ નવયૌવનાએ પોતાની ચંપાની કળી જેવી આંગળીઓથી રંગેલા હોય એવા લાગતા હતા.

ઉત્સાહના આવેશમાં મેં બધા પત્થરો મારા પાલવમાં ભેગા કરી લીધા. ધીમે ધીમે સૂર્ય અસ્ત થયો.

હું સાગર કિનારેજ બેસી ગઈ. પ્રભાત ક્યારે આવ્યું, અને ક્યારે ગયું તે મને ખબર ના પડી. હું જાગી ત્યારે સૂર્ય તેજથી આખો સમુદ્ર રૂપેરી બની ગયો હતો; મેં તરત મ્હારા પત્થરો તરફ નજર કરી તો તે તદ્દન સાદા પત્થર હતા; એક પણ પત્થર ઉપર સંધ્યાકાળે દેખાતો રંગ નહોતો. ધીમે ધીમે દરિઆનાં મોજાં આવીને એક પછી એક પત્થરને ઘસડી ગયાં, મને તેની પરવા નહોતી.

ફરી સંધ્યાકાળ થવા આવી. મારા પગ આગળના પાણીમાં મેઘધનુષના રંગ રેડાયા. મેં તે પાણી મારી હથેલીમાં લીધું તો તે પાણીમાં એક પણ રંગ ન જણાયો. ત્યારેજ મને ખબર પડી કે જગતની વસ્તુઓમાં કોઈ જાતનું તેજ નથી, સંધ્યા સમયનો સૂર્યજ તેમને ઘડી ભર તેજ આપી, અનન્ત અંધકારમાં મૂકી ચાલ્યો જાય છે.

જીવનમાં આશા આવે છે, તે નિરાશ કરવાને માટે જ.

# સંધ્યાકાળ.

રોજ સાંજે હું મારી બારી આગળ, હાથમાં એક પુસ્તક ઝાલીને બેસું છું. પણ આજ સુધીમાં મેં એ પુસ્તકની એક પણ લીંટી વાંચી છે? હાથમાનું એ પુસ્તક હાથમાં જ રહે છે, અને હું બારીની બહાર જોયાં જ કરૂં છું. અને ત્યાં શું દેખાય છે?

## સંધ્યાકાળ

સૂર્ય ધીમે ધીમે પશ્ચિમની ક્ષિતિજમાં આથમતો હોય, અને પેલો દૈવી ચિતારો, આકાશને પોતાની દૈવી પીંછીથી અને અલૌકિક રંગોથી રંગતો હોય છે. સાબરમતીનાં સાંકડાં પાણી, પહોળા રેતીના પટની એક બાજુમાં વહ્યાં કરે છે, અને કેટલાએ ધોબીઓ તેમાં કપડાં ધોતા હોય. એ કપડાં ધોવાનો અવાજ સાંભળી મને હંમેશ પરીક્ષાના દિવસો યાદ આવે છે, કેમકે તે દિવસોમાં, એ અવાજ સાંભળીને જ હું વાંચવા માટે ઉઠતી.

થોડી વાર પછી, પેલી ઝુંપડીમાં રહેતો સંન્યાસી શંખ વગાડવા માંડે. થોડીજ વારમાં કોઈ દૂરના શિવાલયમાંથી આવતા આરતીના ઘંટ સંભળાય, એકાએક દૂર દૂરથી શીયાળવાનું કર્કશ રૂદન સંભળાવા માંડે છે, અને મારૂં મન અકારણે નિરાશ બની જાય છે.

આખો દિવસ શહેરમાં કામ કરી થાકેલા, ગામડાના લોકો, સાબરમતીનાં છાછરાં પાણી ઓળંગી પોતાનાં ગામડાનાં ઘર તરફ જવા માંડે છે.

ઝાડની ઘટાઓની અંદરથી વાતો પવન ધીમે ધીમે પૃથ્વીને રાત્રિના આગમનના સમાચાર આપે છે. વાગોળો પણ ઉડતી નજરે પડે છે. એકાએક કોઈ ભરવાડનો છોકરો, પોતાની મધુરી વાંસળી વગાડી, સાબરમતીના પટનું જાણે વૃન્દાવન બનાવી દે છે! જાણે વીસમી સદીનો કૃષ્ણ!!

સૂર્ય આથમી પણ ગયો! સામેની વૃક્ષઘટા ઉપરથી સ્મિત કરતો 'શુક્ર' પણ હવે તો દેખાય છે! હાથમાનું પુસ્તક મુકી દઈ હું ઉભી થઈ જાઉં છું. કોણ જાણે કેમ, મને હંમેશ આ વખતે ભૂત–કાળ અને સદાને માટે ચાલી ગએલાં વર્ષો યાદ આવે છે, અને અજાણમાં હું નિસાસો નાંખી દઉં છું પણ એ નિસાસો ઉતાવળે પગલે ઘર તરફ પાછાં ફરતાં ઢોરને કંઠે બાંધેલા ઘંટના નાદ સાથે ભળી જાય છે.

---

# મારો મિત્ર.*

મારો એક ન્હાનકડો મિત્ર છે. તેને મારા વગર એક પણ પળ ચાલતું નથી. હું નિશાળે જાઉં તો પણ એ છાનોમાનો મારી બાજુમાં બેસી રહે. હું ફરવા જાઉં તો તો એને આવ્યા વગર ચાલેજ શાનું ? હું ક્યાં જવાનો છું તે એ પહેલેથી જ જાણી લે, ને મારી આગળજ ચાલે. માત્ર કોઈ વાર જ રસ્તો ખબર ન હોય ત્યારે પાછળ પાછળ આવે—પણ આવે તો ખરો જ. રાતના પણ હું દીવો હોલવી નાંખું ત્યાં સુધી તો એ મારા ચાળા પાડતો, મારી સાથે જ હોય છે. પછી તો અન્ધારામાં

શું દેખાય ? પણ સ્હવારે મારી આંખો ઉઘડે ત્યારે તો મારો મિત્ર મારી સેવામાં હાજર જ હોય છે—ખરૂં જોતાં તે કાંઈ જ સેવા કરતો હોય એમ મને તો નથી લાગતું; પછી મારી જાણ બહાર એ કદાચ કાંઇ ઉપયોગી કામ પણ કરતો હોય !

કેટલાક મૂર્ખ માણસોની માફક મારા મિત્રને એવી ટેવ છે કે પોતાનું રૂપ કદરૂપું અને હાસ્યજનક બનાવીને તે બીજાંને હસાવે છે. ઘણી વાર તે તાડ જેટલો લાંબો થઈ જાય છે, અને બીજાંને હસાવે છે. કોઇવાર મારી વ્હેંત કરતાં પણ ન્હાનો બની જાય છે ! જ્યારે ઉપર પ્રમાણે તે મૂરખ નથી બનતો, ત્યારે તે ઘણી વાર મારા જેવોજ દેખાય છે.

મારે એની સાથે ઓળખાણ બહુજ થોડું છે. એ મને ઓળખે છે કે નહિ, તે હું જાણતી નથી. છતાં અમે બાળમિત્રો છીએ. મારા મિત્રનું નામ—"પડછાયો."

---

*એક અંગ્રેજી કાવ્યઉપરથી અનુવાદ.

# વટવૃક્ષ

ઓ પુરાતન વટવૃક્ષ! તું કોણ જાણે કેટલાંએ વર્ષોથી આમને આમ ઉભો છે? તું નહોતો એવા દિવસો મેં જોયા નથી; તું નહિ હોય એવા દિવસો પણ હું તો નહિજ જોઉં. પણ ઓ જટાધારી! તું તો મારા જેવાં કેટલાંએ મનુષ્યો નહિ હોય ત્યારે પણ તું તો આમજ, ગ્રીષ્મ ઋતુમાં મુસાફરોને આશરો દેતો ઉભો જ રહેવાનો.

હું ઘણીવાર વિચાર કરૂં છું ઓ પુરાતન વૃક્ષ? કે એવી કઇ વસ્તુ મેળવવા તેં આ અડગ તપ આદર્યું છે? તું અહોરાત્ર ઉભો ઉભો, કઈ અપ્રાપ્ય વસ્તુ ઈશ્વર પાસે યાચી રહ્યો છે?

પાનખર ઋતુના શાન્ત મધ્યાન્હમાં ઘણીએ વાર મેં તને ખરી પડતાં પાંદડાના અવાજ સાથે છાના નિસાસા નાંખતો સાંભળ્યો છે. ઓ મારા બાળપણના મિત્ર! શું, તું પણ જગતના લોકોની માફક દુઃખી જ છે?

---

# સ્મરણ ચિન્હ.*

બંગાળમાં 'બાઉલ સાધુ' નામના લોકોની એક જાત છે. તે લોકો લોકગીતો ગાય છે, નવાં ગીતો બનાવે છે, અને ભીખ માંગી પોતાનો નિર્વાહ કરે છે. એક વાર આ જાતના એક માણસને કોઇએ પ્રશ્ન કર્યો કે: 'ભાઇ, ! તું આમ ફરતો ફરે છે, ને ગીતો ગાય છે, તે તો ઠીક, પણ તારા મૃત્યુ પછી તારૂં કાંઈ સ્મરણચિન્હ તો તું રાખતો જઈશ ને ?

ત્યારે તેણે જવાબ દીધોઃ—

"ભરદરિયે જે નૌકા ચાલી જાય છે, તે પોતાની પાછળ પાણી ઉપર કશું ચિન્હ મૂકતી જાય છે ? જે નૌકા સમુદ્રકિનારે કીચડમાં ખેંચાતી હોય તેજ પોતાની પાછળ નિશાની કરતી જાય છે—મારે શું ? હું તો પ્રભુના પ્રેમમાં મસ્ત બની ભક્તિસાગરની બરોબર મધ્યમાં તર્યો જાઉં છું, એટલે મારી પાછળ કશું ચિન્હ શી રીતે રહે?

× × × ×

મને ચિન્હ મૂકી જવાનું શા માટે કહો છો ? એક મહાયજ્ઞ થતો હોય તો તેમાં બળતાં કાષ્ઠ પોતાની પાછળ રાખરૂપી ચિન્હ મૂકી જાય, પણ મારી તો એવી ઈચ્છા છે કે હું માત્ર કપૂરનો કટકો બની યજ્ઞમાં હોમાઉં; જ્યાં સૂધી કપૂર બળે ત્યાં સુધી તેની સૌરભ આખા મંડપમાં પસરી રહે, અને બળી રહ્યા પછી કપૂરનું કાંઈ પણ નામ નિશાન રહે જ નહિ.

× × × ×

અનાદિ કાળથી સૂર્ય રોજ પ્રભાતે ઉગે છે, અને આખા વ્યોમમાં ફરી, પાછો અસ્ત પામે છે. વ્યોમમાં તે શું ચિન્હ મૂકતો જાય છે ? અગણીત વર્ષોથી દર રાત્રે ચંદ્ર ઉગે છે, કેટલાંએ નક્ષત્રો નજરે ચઢે છે, અસંખ્ય તારાઓ પ્રકાશે છે, પરંતુ મધ્યાન્હના આકાશમાં તેઓનું ચિન્હ માત્ર પણ નજરે પડે છે ?

---

* બાબુ ક્ષિતિમોહન પાસેથી સાંભળેલું.

# એક કિરણ

લખવાનાં સાધન હાથમાં લઈ, 'મુકુલ' માટે લેખ લખવા હું બેઠી હતી. આખો દિવસ 'ચૉસર' વાંચી વાંચીને હું જરા કંટાળી ગઈ હતી, એટલે સ્વભાવિક રીતેજ મારી આંખો થોડી પળનો આરામ શોધતી બારીની બહાર ફરી....અને હું તો છક જ થઈ ગઈ!

કેવું સાદું દૃશ્ય! અને છતાં કેવું સંપૂર્ણ અને સર્વાંગ સુંદર! સાબરમતીમાં લગભગ બે કાંઠા પૂર પાણી ભરાઈ ગયાં હતાં, તો પણ નદી તદ્દન શાન્ત અને ધીમે ધીમે વહી જતી હતી! કિનારા ઉપર થોડાં પક્ષીઓ ઉડતાં હતાં; અને સામેનાં લીલાં છમ્મ ખેતરો અને ઝાડની ઘેરી ઘટાઓ જોઈ મનમાં એક પ્રકારનું સુખ અન દુઃખનું અકથ્ય મિશ્રણ થતું હતું. ઉંચાં ઉંચાં ઝાડ જરા નીચાં નમી જાણે એક બીજાને કાનમાં કંઈ વાતો કહેતાં હતાં, રખેને આ સંપૂર્ણ શાન્ત વાતાવર-

ણમાં લેશ માત્ર પણ ખલેલ પડે, એ બીકે તે ઝાડ પોતાનાં પાંદડાં પણ હલાવતાં નહોતાં !

મને લાગ્યું કે કુદરતનું આવું અસાધારણ મૌન અને ગાંભીર્ય જોઇ, ચૈતન્ય અને સ્ફુર્તિથી ભરેલો સૂર્ય પોતાના પ્રભાવ અને તેજથી શરમાઇને જ વાદળાંના ડુંગરોમાં ક્યાંનેઃ ક્યાંએ સંતાઈ ગયો છે. પશ્ચિમના આકાશમાં આછા પાણીથી ભરેલાં વાદળાં નિરાંતે આરામ લેતાં હોય તેમ પડ્યાં હતાં........જાણે આખું કુદરતનું જગત કોઇની વાટ જોઈ—વાટ જોવાની તીવ્ર-તામાં—આવું શાન્ત બની ગયું હતું. એવામાં એકાએક અશોકના વૃક્ષ ઉપરથી કોયલ ટહુકી. પશ્ચિમનાં શ્યામ વાદળાંથી ભરેલાં આકાશમાં લ.લાશ પડતી—સોનેરી—તડ પડી........અને વાદળાં પાછળ ઢંકાયલો સૂર્ય બહાર નીકળી, નીચે ઉતરી, પશ્ચિમની ક્ષિતિજ ઉપ-રનાં ઘેરાં ઘેરાં વૃક્ષોને ચળકાવવા મંડયો.

દક્ષિણ દિશાના છેક પશ્ચિમ તરફના ખુણામાં ધીમો, મીઠો અને વરસાદની આછી આછી સુવાસ

વાળો પવન આવ્યો. થોડી જ વાર ઉપર આવાં કાળાં જણાતાં વાદળાં એકદમ જાંબુડી લાલ અને નારંગી રંગનાં બની ગયાં ! સાબરમતીનાં પાણી પણ લાલચોળ બની જરા ઝપાટામાં વહેવા લાગ્યાં.

નીચાં ઝુકી પડેલાં વૃક્ષોની ટોચને થોડીવાર પ્રકાશમાન કરી બધી દુનિયા તરફ સ્મિત કરતો, વેરતો, સૂર્ય આથમી ગયો.

ત્યારે જ હું સમજી કે આથમતા સૂર્યનું એક સ્મિત–કિરણ ઝીલવા માટે જ આખી પૃથ્વી આટલી ઉત્સુક અને ઈન્તેજાર બની ગઈ હતી.

× × × ×

આવું દૃશ્ય જોયા પછી 'મુકુલ' માટે લેખ લખવાની હિંમત ન રહેવાથી આજ વર્ણન 'મુકુલ' ના તંત્રીને મોકલી દીધું, તંત્રીને યોગ્ય લાગશે તો આને 'લેખ' ગણી 'મુકુલ' માં મૂકશે.

---

# "દિવસ."

" કાલે મારો વારો છે. કાલે હું પૃથ્વી ઉપર જવાનો." એક ન્હાનકડો જન્મ્યા વગરનો 'દિવસ' વાદળાંના ઢગલા ઉપરથી કુદકો મારતાં બોલ્યો. પૃથ્વી ઉપર હજી અવતર્યા નહોતા, એવા 'દિવસો' વાદળાંના ડુંગરમાં સાતતાળી રમતા હતા. પૃથ્વી ઉપર જઈ આવેલા દિવસો તો બિચારા થાકીને આરામ લેતા હતા, કેટલાક થાક ઉતારવા આકાશ ગંગામાં નહાતા હતા.

પેલો ન્હાનકડો 'દિવસ' થોડીવાર જરા ગંભીરતાથી પૃથ્વી તરફ જોઈ રહ્યો અને પછી બોલ્યો. 'હું ત્યાં જઈશ ત્યારે બધાંનો એટલો માનીતો થઈશ ! બધાં રાજી રહે એવુંજ હું તો વર્તન રાખીશ.' આ સાંભળી, પેલા થાકેલા દિવસોમાંથી એક બોલ્યો, "અમે પણ બધા એમજ ધારીને ગએલા, પણ આપણને સૂરજદાદાજી વખતજ બહુ થોડો આપે છે. આપણે કાંઈ 'વરસ' કે 'મહીના' જેવા નસીબદાર નથી. એક દિવસ તે બિચારો

કેટલાંને સુખી કરી શકે? આપણા કરતાં તો 'અઠવા-ડીયાં' ને પણ જરા મઝા હોય છે.

પણ પેલા 'દિવસે' તો નક્કીજ કરેલું કે "હું તો બધાંને જ રાજી કરીશ અને કાંઈક નવું કામ કરીશ." બાળક તો આશાવાદી જ હોય ને? અને પૃથ્વી કેટલી વિશાળ છે, તેના ઉપર કેટલા—અસંખ્ય—જીવો વસે છે, અને તે દરેકનો 'સુખ' નો ખ્યાલ જુદો જુદો હોય, એ બધી તે ન્હાનકડા 'દિવસ'ને ક્યાં ખબર હતી? પછી તો એ બધાંની સલાહ લેવા મંડયો, કે 'હું કેમ વર્તું?' પણ કોઈની સલાહ તેને ગમી નહિ. આખરે તે સુરજદાદાજીની સલાહ લેવા ગયો. એમને તો બધીજ ખબર હોય ને? એ તો કેટલા ઘરડા! દાદાજી તો જરા અકળાઈને બોલ્યા, 'અરે! અત્યારે એવી પંચાતી કરવાનો વખત છે? મારો રથ તૈયાર છે' તું અંદર બેસી જા. આજે જરા વહેલાં જવું છે........' પછી તો સૂર્યના પહેલા જ કિરણ ઉપર સ્વાર બનીને પૂર્વ દિશાની ક્ષિતિજમાંથી હસતો હસતો 'દિવસ' પૃથ્વી ઉપર આવ્યો. દિવસને આવેલો જોઈ લોકો

પોતપોતાને કામે લાગી ગયા.

નદી કિનારે થોડા લોકો એક શબ લઈ તરતજ આવેલા હતા. 'દિવસ'ને આ જોઇને કંપારી છુટી. એક ઝાડ નીચે એક દારૂડીયો પડયો હતો. 'દિવસ'ને આટલો જલદીથી આવેલો જોઈ તે બેઠો થયો અને બબ-ડયો—'અરે રામ! આ નવરો દિવસ કેટલો વહેલો ઉગે છે!' આ સાંભળી બિચારા 'દિવસ'ના હૃદયને બહુજ આઘાત થયો. પણ આગળ જતાં એક ઘરમાં એક ન્હાની છોકરી પોતાના ભાઇને ઉઠાડીને કહેતી હતી, 'ભાઈ! ઉઠ, સ્હવાર પડી છે. આજનો દિવસ બહુ સરસ દેખાય છે. આપણે ખેતરોમાં રમવા જઈશું.' ભાઈ પણ હસતો હસતો ઉઠયો. તો પણ, ઘણી જગાએ રખડ્યા પછી 'દિવસ' ની ખાત્રી થઈ કે પોતાના ઉપર કોઈજ ખાસ ધ્યાન આપતું જ નહોતું. જગતના લોકો પોતપોતાના નજીવા સ્વાર્થમાં એવા તો રચ્યા પચ્યા રહેલા હતા કે 'દિવસ' ની, તેના સૌન્દર્યની કોઇને પરવા જ નહોતી.

નિરાશ થઈ, ખિન્ન વદને 'દિવસ' ધીમે ધીમે પશ્ચિમ તરફ ચાલ્યો. સૂરજદાદાનો રથ ચાલ્યો જાય તો? અને ખરેખરે તે પહોંચ્યો ત્યારે દાદાજી જવાની તૈયારી જ કરતા હતા! પછી દિવસને એકાએક કાંઈ સૂઝી આવ્યું. આમ તદ્દન સાધારણ દિવસ બની ચાલ્યા જવું તેને જરાએ ગમ્યું નહોતું! તેણે સુરજદાદાને વિનન્તી કરી કે, 'આજે આપણે જરા વધારે મોડા ઘેર જઈએ તો?' દાદાજીને તો બધુંજ સરખું હતું. દિવસ' પશ્ચિમના વાદળના લાલ કિનખાબ જેવા પડદા પકડીને ઉભો રહ્યો. લોકો બોલ્યા, "આજ વરસનો લાંબામાં લાંબો દિવસ છે." 'દિવસ' ને આ સાંભળી બહુ સંતોષ થયો. આખરે તેણે કાંઇ નવું તો કર્યું જ! તે દાદાજીના રથ ઉપર ચઢી ગયો, અને રથ ઘર તરપ્ચાલ્યો. નવા ઉગેલા તારાઓને સલામો કરતો, અને પૂર્વમાંથી ઉગતા ચન્દ્રનું સૌન્દર્ય જોતો જોતો 'દિવસ' પોતાને ઘેર ચાલી ગયો.

---

× અંગ્રેજી ઉપરથી સૂચિત,

## "નરી સરલતા"

" ભૂરૂં આકાશ, અને વચ્ચે એક ધોળું, બરફના ઢગલા જેવું વાદળું—બસ આ બેજ વાનાં મારી બારીના સળીયાની અંદરથી દેખાયાં કરે છે. ઓ બા! એ વાદળાને કેવી મઝા છે? એને કોઈ દિવસ નિશાળે જ નહિ જવાનું? આકાશના ભૂરા ઘુમ્મટમાં એ, જ્યાં ફાવે ત્યાં રખડયાં જ કરે છે. "

બાલકનાં આ વચન સાંભળી માતા જરી હસી. તેજ ઘડીએ તે વિચાર કરતી હતી કે 'રમકડાના ઢગલા

વચ્ચે બેસી રમતો આ બાળક કેવો સુખી છે? એને કશી જ ચિંતા નથી!' તેથી જ બાલકનું ઉપલું વાક્ય સાંભળી તેને હસવું આવ્યું.

"બા! તું હસે છે ને? પણ મારા મનમાં ઘણી વાર એવા એવા વિચાર આવે છે, ને હું નક્કી કરૂં છું કે એ બધું બાને કહીશ; અને બા બધું સમજાવશે. પણ બા! હું તારા સામું જોઉં છું ને તું હસે છે, એટલે હું શરમાઈ જાઉં છું. મારી વાત સાંભળ્યા વગરજ તું હસે છે, તો પછી સાંભળીને તો કેટલી હસે!" આટલું બોલતાં બાળકને, પોતાની જાતનીજ દયા આવી, અને તેની આંખો રડું રડું થઈ રહી.

ન્હાનકડા બાલકના મુખમાં આવાં ગંભીર વચન સાંભળી, તથા તેની આંખમાં આંસુ જોઈ માતા પણ ગળગળી થઇ ગઈ. બાલક સમજી ગયો કે પોતાના મનની ગુંચવણો ઉકેલાવવાની તક મળી ગઈ છે; એટલે ન્હાનકડા હાથની મુઠીઓના પાછલા ભાગથી તેણે પોતાનાં આંસુ લુછી નાખ્યાં, તેના ગાલ ઉપર સુકાયલાં આંસુના

ડોધા પડી ગયા. હવે તે હસીને બોલ્યો, " જો બા ! રસ્તા ઉપરથી રોજ પેલો કુંભાર જાય છે ને ? એને જોઇ મને એમ જ થાય છે કે હું પણ કુંભાર બની જાઉં ! ને હાથમાં લાકડી લઈ "હરીયા, હરીયા" કરતો ગધેડાં હાંકું. પછી બા ! હું મનમાં ને મનમાંજ કુંભાર બની જાઉં છું. આખો દિવસ તો મઝામાં જાય; નદીમાંથી રેતી ખોદીને ગધેડાં ઉપર ચઢાવવાની ખુબ મઝા પડે.... પણ સાંજ પડવાનો વિચાર કરતાં બા ! તું યાદ આવી જાય છે, ને હું કુંભાર બનવાનું માંડી વાળું છું. કુંભારને કાંઈ મા હોય ? એને તો ગધેડાં જ હોય ને ? "

આ છેલ્લું વાક્ય સાંભળી, આટલી વારથી ખાળી રાખેલું હાસ્ય છુટી ગયું, માતા ખડખડ હસી પોતાના બાલક પાસે આવી, તેના વાળમાં આંગળાં સેરવી, તેનું માથું સુંધી, તેના કપાળ ઉપર ચુંબન કરી તે બીજા ઓરડામાં ચાલી ગઈ.

# જીવનનો આનન્દ.

સંધ્યાકાળે છેલ્લું બેડું ભરવા, હું ઉતાવળે પગે નદી તરફ જતી હતી. મને લગ્યું કે મારૂં જીવન આનન્દથી, સુખથી ભરપૂર છે. હું સોનેરી સ્વપ્નાં જોતી જોતી આગળ ચાલી, થોડી જ વારમાં હું નદી કિનારે જઈ પહોંચી.

નદીને સ્હામે તીરે માત્ર લીલી ઘાસ છવઈ ગઈ હતી, તે સિવાય કુદરતમાં કાંઈ ખાસ અસાધારણ નહોતું તો પણ હું બધું ભૂલીને મારૂં બેડું છાછરા પાણીમાં મૂકી, તે સાદાઈમાં રહેલું અપૂર્વ સૌન્દર્ય જોઈ રહી.

ધીમે ધીમે દિશાઓ અંધકારથી છવાઈ જતી હતી. એકાએક પાસેના શિવાલયમાંનો આરતીનો નાદ સાંભળી હું ભાનમાં આવી. મેં જોયું તો મારૂં બેડું નદીનાં વેગથી વહેતાં નીર સાથે કયાં ને ક્યાં એ તણાઈ ગયું હતું.

ખિન્નવદને હું ખાલી હાથે ઘર તરફ ચાલી. ત્યારેજ મને ખબર પડી કે મારૂં બેડું એજ મારા જીવનનો આનન્દ હતો.



## વજ્રથી પણ કઠોર.

ભગવાન સૂર્યનારાયણ—જાણે કોઈ સુંદરી વસ્ત્ર સંકલી. લાલ કમલથી છવાઇ ગએલાં ભૂરાં પાણીમાં ન્હાવા ઉતરતી હોય, તેમ લાલ વાદળાંથી છવાઈ ગએલા ભૂરા આકાશમાં પોતાના કિરણો સંકલીને ઉતરી જતા હતા.

તેજ વખતે એક ન્હાનાં સરખા ઘરની બારી આગળ એક યુવતી ઉભી હતી, કાંઇ સંસ્કૃત કાવ્ય ગણુગણુતી હતી. જાણે બીજી મંજરીજ ! એટલામાં પાછળ બારણાં આગળ કાંઈ અવાજ થયો, કોઈ તેની પાસે આવતું હોય એમ લાગ્યું. મદભર યુવતીએ પાછું પણ ના જોયું; તે માત્ર એટલુંજ બોલી, "જો, આજે તે પાછો આવશે તો જરૂર તેનું અપમાન કરીશ."

તો પણ તે તો ધીમે ધીમે કોઇ ગૂઢ ભાષામાં કાંઈ ગુંજતો ગુંજતો પાસે આવ્યો, હજી પણ સુંદરી તો ઉભીજ રહી. અભિમાનમાં અને ગુસ્સામાં, તે વધારે પાસે આવ્યો થોડીવાર તો બિચારો વિનયથી દૂરજ ઉભો રહ્યો; દૂરથીજ જાણે તેના પ્રેમની યાચના ન કરતો હોય! પણ જ્યારે યુવતીનો ગર્વ લેશ માત્ર પણ ઓછો ના થયો, ત્યારે તે અધિરાઇથી--જાણે કોક ગર્વ ઘેલી મં-જરીને ચુંબન કરવા જતો હોય તેમ તેની પાસે આવ્યો.

પણ યુવતીએ તો મંજરીની માફક ખડખડ હસ-વાને બદલે તે તેના પવિત્ર દેહને સ્પર્શ કરે તે પહેલાંજ પોતાના ન્હાનકડા હાથે ઝડપથી પોતાનું મુખ ઢાંકી દીધું. પેલા બિચારાનો હેતું નિષ્ફળ ગયો, તે કચરાઇ ગયો.

યુવતીએ હાથ ખસેડી ને નીચે આણી, તેના ઉપર નજર કરી તો સૂર્ય કિરણે લાલ બનેલી તેની હથેલી સાથે પેલા મચ્છરનું લોહી ભળી જતું હતું; અને તેનું મૃત શરીર જમીન ઉપર પડી ગયું.

---

# સ્ત્રીનું હૃદય.

છેક બાળપણથી હું તો આજ પૂજારી પાસે રહી છું, અને આજ મંદિરના ઓટલા મેં વાળ્યા છે. મારાં મા બાપ કોણ હતાં, તે આજ સુધી હું જાણતી નથી: પણ તેઓ કોઈ રીતે કલંકિત હશે; કેમકે પૂજારીની હું

માનીતી છું, છતાંએ મંદિરના મુખ્ય ખંડમાં જવાની મને રજા નથી. તો પણ એ અદૃષ્ય દેવ ઉપર મને અજબ શ્રદ્ધા છે. આખા મંદિરના આરસપહાણના ઓટલા વાળીને સાફ રાખવા સિવાય મારે બીજુ કાંઇ કામ કરવાનું નહિં.

ગામનાં છોકરાંઓ સાથે હું કોઈ દિવસ રમી નથી. હું પાણી ભરૂં ત્યારે મારૂં બેડું કુવામાં હોય, તે વખતે બીજી સ્ત્રીઓ પોતાનાં બેડાં અંદર નાખતી નહિ. વખતે મારા પાણીનો તેમને છાંટો અડકી જાયને ? હું પાપી મા બાપની છોકરી ખરીને ?

મારા જીવનના વસન્ત કાળમાં એક યુવક મારો મિત્ર બન્યો, તેનું નામ અજય. તે કોણ હતો અને ક્યાંથી આવતો તે હું જાણતી નથી. એને વિષે હું માત્ર એટલુંજ જાણતી કે તેની મા અપંગ હતી. અને તેને અમારા મંદિરમાં દર્શન કરાવવાં અને કથા સંભળાવવા તે લઈ આવતો અમારી આ મિત્રાચારી માત્ર

થોડોજ વખત ટકી; એકાદ વર્ષ પછી અજયની મા મરી ગઈ અને અજય અમારૂં ગામડું છોડી કોઈ શહેરમાં ચાલ્યો ગયો. જતી વખતે તેણે પોતાને કદી ન ભૂલવાનું મારી પાસે વચન લીધું પણ કોણ કોને ભૂલવાનું તો તે હું સારી રીતે જાણતી હતી. આખા બાળપણમાં એકજ વ્યક્તિ સાથે આપણને ઓળખાણ થયું હોય, અને માત્ર તેનીજ સાથે આપણે રમ્યાં હોઇએ તેને કાંઈ ભૂલી જવાય ?

બીજે દિવસે સ્હવારે ઉઠી મંદિરના ઓટલા વાળી બધી ધુળ ભેગી કરી, હું મારી ઓરડીમાં લાવી, એ બધી ધુળમાંથી કદાચ એકાદ રજકણતો એના પગને અડકી હશે ને ? અને આજે પણ એ ધુળને મારી ઓરડીમાં એક સુરક્ષિત ખુણામાં મેં સંભાળથી સાચવી રાખી છે.

પછી તો ઘણાં વર્ષો વીતી ગયાં.

આખી રાત મને કોઈ દિવસ નહિ આવ્યાં હોય, એવાં ભયંકર સ્વપ્નાઓ આવ્યાં; તેથી સ્હવારે હું મારા

નિત્ય નિયમ કરતાં બહુ મોડી ઉઠી. ઝટ ઝટ સ્નાન કરી; મારા ભીના વાળ વાંસા ઉપર સુકવવા નાંખી, હું મોરનાં પીંછાંથી ઓટલો વાળવા મંડી ત્યાં દરવાજા આગળ મોટા બળદ જોડેલા એવો રથ આવ્યો કોઇ દર્શન કરવા આવ્યું હશે એમ ધારી મેં વાળવાનું ચાલુ રાખ્યું; ત્યાં તો રથમાંથી અજય ઉતર્યો ! તેની સાથે એક નવવધૂ હતી, પરણીને તરત એ લોકો દેવને પગે લાગવા આવ્યાં હતાં. કન્યાનું પાનેતર હજી નવુંજ જણાતું હતું, અને તેના મીંઢળની દોરી ઉપરનું કંકુ હજી ખરી પણ નહોતું પડયું. તે વખતે મને કેવા પ્રકારની લાગણી થઇ હતી, તે હજીએ હું યાદ કરી શકતી નથી. વર કન્યા દેવને પગે પડયાં. કન્યા પાછી રથમાં બેસી ગઈ; વર પૂજારી સાથે કાંઇ વાત કરતો ઉભો હતો. મારામાં હતી તેટલી હિમ્મત ભેગી કરી હું રથ આગળ ગઇ, અને મેં નવવધૂને કહ્યું, " બ્હેન ! જરા ઘૂંઘટ ખોલી તારૂં મ્હોં તો બતાવ ? જોઉં તો ખરી કે તું કેવીએક સુંદર છે ?" મારો એકએક શબ્દ કડવો ઝેર

જેવો અને અદેખાઈથી ભરેલો હતો. તો પણ બિચારી વનવધૂએ ધ્રુજતે હાથે ઘૂંઘટ ખોલ્યો. જો તે સુંદર હોત તો જરૂર મને તેની અદેખાઇ આવત; પણ બિચારી આ છોકરીમાં તો રૂપનો છાંટોએ નહોતો ! તેની આંખમાં ભય અને આશ્ચર્ય બન્ને જણાતાં હતાં. શું વાત કરવી તેનો હું વિચાર કરતી હતી, એટલામાં તો નવવધૂએ ઘૂંઘટ મ્હો ઉપર નાંખી દીધો. મેં પાછળ ફરીને જોયું તો અજય આવ્યો હતો. હું જરા દૂર ખસી ગઈ, એટલે મારા તરફ એક બેદરકારી ભરી નજર નાંખી, એ મ્હારી જીન્દગીની વસન્ત ઋતુમાં પહેલ વહેલો આવેલો યુવક, સદા માટે ચાલી ગયો ! મારી આંખમાંથી એક આંસુ સરખુંએ પડયું નહિ. મને થાય છે કે મને હૃદયજ નહિ હોય, નહિતો તેજ વખતે તેના તૂટીને કકડા ન થઈ જાત ?

---

# તુલસીનું કુંડું

અંધારૂં ફેલાવા માડયું હતું. સુરજ આથમી ગયો હોય એમ લાગ્તું હતું. મચ્છરોનો ગણગણાટ સંભળાયા કરતો હતો. બિચારા દરદીના ઓરડામાં હજી કોઈએ દીવો કર્યો નહોતો. તેની માંદગી કેટલાંએ વરસોથી ચાલતી હતી. દાક્તરોએ કહ્યું હતું કે તે કોઈ દિવસ સાજો તો નહિજ થાય; તેમજ તેનું મૃત્યુ પણ કાંઈ એટલું બધું નજીક તો નહોતું જ ! એટલે બિચારા દરદીને પોતાની પથારીમાં પડી રહ્યા સિવાય છુટકોજ ન્હોતો.

રોજ તેનું માથું દુઃખતું, રોજ તે જીન્દગીથી કંટાળતો. તેનો સ્વભાવ ચીઢીયો થઈ ગયો હતો. તેને કોઈ સાથે વાત કરવી ગમતી નહિ; કોઇ વાત ન કરે તો તેને થતું કે "મારી કોઇને દરકાર નથી." એને સગાં વહાલાં કે મિત્રોના મ્હોં જોવાં ગમતાં નહિ, છતાં એ લોકો મ્હોં ન દેખાડે તો તે અકળાઇ જતો. સંધ્યા-

કાળે તેના ઓરડામાં દીવો ના હોય તો તેને જુના અને સુખી દિવસો સાંભરી આવતા, અને તે વધારે દુઃખી બનતો. દીવો સળગાવવામાં આવે તો તેનું તેજ તેની આંખોને અસહ્ય થઈ પડતું. દરદીના જીવનમાં કાંઈ જ રસ નહોતો—તે જીવનથી કંટાળ્યો હતો, છતાં મૃત્યુ તેને અકારૂં લાગતું હતું.

આખરે એક સંધ્યાકાળે મચ્છરના ગણગણાટમાંથી જરા વધારે ગરબડાટ શરૂ થઈ, જોડેના ઘરમાં કોઈ નવો ભાડુત રહેવા આવ્યો હોય એમ લાગતું હતું. દરદીની પથારી પાસે લોખંડના સળીયા વાળી એક બારી હતી, પણ તેમાંથી રોજ આકાશનો એક ભૂરો કકડો, લીમડાના ઝાડની એક સૂકાઈ ગએલી ડાળી, અને જોડેના ઘરની અગાસીના—ઝાંખા ભૂરાશ પડતા—સફેદ રંગના ધોરાને જોઈ જોઇને દરદી કેટલાએ દિવસોથી કંટાળી ગયો હતો, તેનો સ્વભાવ એવો થઈ ગયો હતો કે દરેક વસ્તુથી કંટાળવાનો જાણે તે પ્રયત્ન કરતો હોય એવું સ્હામા માણસને લાગતું. તેના હોઠના ખુણાં

એકદમ નીચા ઢળી ગયા હતા, તેના હોઠ સ્મિત એટલે શું ? તેજ ભૂલી ગયા હોય એવું લાગતું હતું. 'આનન્દ,' 'ઉત્સાહ' વગેરે શબ્દોજ તેના શબ્દકોષમાંથી ભૂંસાઈ ગયા હોય એવું લાગતું હતું. તેના વ્યાધિએ તેનું શરીર તેનું મન, તેની જીન્દગીનો રસકસ—તમામ ચુસી લીધું હતું.

નવા ભાડુતોને પોતાના નવા ઘરની અગાસી બહુ જ ગમી ગઈ, તેજ અગાસીનો જે ઘોરો દરદીથી દેખાતો હતો, તેના ખુણા ઉપર એ ઘરની એક ન્હાનકડી છોકરીએ તુલસીનું એક કુંડું ગોઠવ્યું.—ને એકાએક દરદીએ તે છોકરી સાથે પેલા તુલસીના કુંડા સાથે, મુંગી મત્રી બાંધી દીધી ! છોકરી રોજ સ્હવારે તુલસીને પાણી પાવા આવતી, સંધ્યાકાળે પોતાને હાથે ઘીનો દીવો કરી તે ત્યાં મૂકી જતી. હવે દરદીને એકદમ જીન્દગીમાં રસ પડયો. સ્હવારે વ્હેલો ઉઠી, તે પેલી છોકરીની વાટ જોતો; સંધ્યાકાળે ઘીના દીવાથી તુલસીના પાંદડાં ઉપર પડતો લાલ પ્રકાશ જોતો જોતો તે ઉંઘી જતો. દરદીનું

શરીર તો ધીમે ધીમે બગડતું ચાલ્યું, પણ તેનું મનઃ શાન્તિ તથા આરામ ભોગવતું હતું. કેટલાએ મહિના-ઓથી સ્મિતવિહોણા બનેલા તેના હોઠ ઉપર હવે કોઇ કોઈ વાર આછું સ્મિત દેખાતું, તેની ઝાંખી અને રોગથી પીળી પડી ગએલી આંખો, કોઈક વાર અજબ તેજથી ચળકતી.

અમાસનો દિવસ હતો. ભરબપોરે દરદી, તુલસીના કુંડા તરફ જોઈ સુઈ રહ્યો હતો. એકાએક તુલસીનું એક પાંદડું કરમાઈ ખરી પડયું! દરદીને લાગ્યું કે તુલસી રડતી હતી. ખરી પડેલું પાંદડું તે જાણે તુલ-સીનું આંસુ! દરદી સમજી ગયો કે મૃત્યુ એકદમ નજીક આવી પહોંચ્યું છે. એક પળ તેને ભયની કંપારી છુટી, પણ હવે તે મરવાને તદ્દન તૈયાર હતો. દરદીને લાગ્યું કે પવન આવે છે તો પણ તુલસી પાંદડાં હલા-વતી નથી. તે કાંઈ અગમ્ય દુઃખમાં હોવી જોઈએ. દુઃખમાં હોય ત્યારે એને પાંદડાં ડોલાવી હસવાનું કેમ ગમે ?—પછી શું થયું તેની દરદીને ખબર ના પડી—તે

ભાનમાં આવ્યો ત્યારે તુલસી આગળ ઘીનો દીવો બળતો હતો, અમાવાસ્યાની ઘોર અંધારી રાત શરૂ થઈ ગઈ હતી. દૂર દૂર કોઇ ઠેકાણેથી શીઆળવાંનું રૂદન દરદીના કાન ઉપર પડયું, શેરીમાં એક કુતરૂં રડતું હતું. પવનનો એક ઝપાટો આવ્યો, ઘીના દીવાની જયોત વાંકી વળી ગઈ, હોલવાતાં હોલવાતાં સ્હેજમાં બચી ગઈ! દરદી સમજી ગયો કે હવે અન્ત આવી પહોંચ્યો હતો. તેને લાગ્યું કે તુલસી નિસાસા નાંખતી હતી; પેલી છોકરી ઉંઘમાં રડતી હતી. તેની ખાત્રી હતી કે પવનનો બીજો એક ઝપાટો આવશે ને બધું ખલાસ થઈ જશે! તેણે તકીયા ઉપર માથું જરા બરાબર ગોઠવ્યું, અને પવનના ઝપાટાની વાટ જોતો તે પડી રહ્યો.

× × × ×

થોડાજ દિવસ પછી, તુલસીનો છોડ પણ, કાંઈ પણ કારણ વગર કરમાવા મંડયો, તેનાં તમામ પાંદડાં ખરી પડયાં. અને આજે તો ઉખડી ગએલા રંગવાળા કુંડામાં એક છોડનું ઠુંઠું જ નજરે પડે છે.

---

# શુદ્ધિપત્રક.

( આ સંગ્રહમાં ભૂલો અનેક છે, પણ તેમાંની જેટલી સુધારવી ખાસ જરૂરની લાગી, તેટલી નીચે આપી છે. )

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨ | ૩ | જેમાં | જેનાં |
| ૨ | ૧૦ | શહેરીઓમાં | શેરીઓમાં |
| ૧૨ | ૧૭ | થએલો જોઇ | થએલો રાજકુમાર જોઇ |
| ૧૬ | ૪ | વ્યોમના | વ્યોમનો |
| ૧૭ | ૫ | તેજર | નજર |
| ૨૫ | ૧૬ | મારો | તારો |
| ૨૭ | ૧૫ | Br | Bk |
| ૩૦ | ૫ | નીકવાનું | નીકળવાનું |
| ૩૪ | ૮ | પાવખર | પાનખર |
| ૩૫ | ૧૧ | ડાહ્મા | ડાહ્યા |
| ૩૮ | ૧૪ | કેટલો છે ? | કેટલો ટુંકો છે ? |
| ૪૬ | ૧૬ | લાંગતું | લાગતું |
| ૪૭ | ૧ | ઉપકાર | ઉપકાર |
| ૭૨ | ૬ | કરતો વેરતો | કિરણો વેરતો |
| ૮૬ | ૧૦ | મન | મને |
| ૮૭ | ૨ | વનવધૂએ | નવવધૂએ |
| ૮૮ | ૨ | લાગ્તું | લાગતું |
| ૯૦ | ૪ | વ્યાધએ | વ્યાધિએ |

—o—